રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી.



ઉમર ૬૦ વર્ષ

રાવસાહેબ મોહનલાલ રણછોડદાસ ઝવેરીનું

# સંક્ષેપ જીવન ચરિત્ર.

(ચિત્રસહિત).

રચનાર

ચુનીલાલ બાપુજી મોદી.

एकेनापि सुवृक्षेण, पुष्पितेन सुगन्धिना ।
वासितं तद्वनं सर्वं, सुपुत्रेण कुलं यथा ॥

મુંબાઈ:

"નિર્ણયસાગર" પ્રેસમાં છાપ્યું.

સને ૧૮૮૯.

કીમ્મત આઠ આના.

મેહેરબાન રાવસાહેબ,

## મહીપતરામજી રૂપરામજી. સી. આઈ. ઈ.

ઇત્યાદિ. ઇત્યાદિ.

આપ ગુર્જર પ્રજામાં કેલવણી ફેલાઇને તેમની ઉન્નતિ થવામાટે મન, વાચા અને કર્મવડે રાત્રદિવસ પરિશ્રમ કરોછો. તથા દેશહિતના પ્રત્યેક રૂડા કામમાં ઉદ્યોગ, આગ્રહ અને ઉત્સાહથી મંડયા રહોછો. એ જોઇને ગરીબસ્થીતિના પણ દેશહિતની લાગણી રાખનારનું મન આપના તરફ ભક્તિભાવથી ઉભરાઇ જાયછે. તે ઉભરો પ્રત્યક્ષ બતાવી શકાતો નથી. પણ તેની યત્કિંચિત નિશાની દાખલ આપના એક સ્નેહી—સદ્‌ગૃહસ્થનું સંક્ષેપ ચરિત્ર અર્પણ કરૂં છું.

સુરત,<br>તારી. ૧-૧૨-૯૮

દેશભક્તિમાં લીન થએલો<br>વિનયાવનત સેવક,<br>**ચુનીલાલ બાપુજી મોદી.**

# સૂચના.

મિત્રને પ્રસ્તાવનાની જરૂર નથી. તેથી માથા કરતાં પાઘડી મોટી જેવું કરીને પ્રસ્તાવનાની જરૂર જોતો નથી. પણ પ્રેમી માણસને પોતાનો પ્રીતિપાત્ર પદાર્થ થવાથી દુર થએલો જોવો ગમતો નથી. તથાપિ કાળે કરીને તેમ થાયછે તો ખરૂંજ ત્યારે માણસ માત્ર તેની પ્રતિમા કે ચિત્ર પોતાની પાસે રાખેછે. તેમજ આ રાવસાહેબ મોહનલાલજી ઉપર આપણે બધા અપૂર્વ પ્રેમભક્તિ ધરાવીએ છીએ. તે આપણાથી હમેશના છુટા પડ્યા છે. તો તે પ્રત્યક્ષ નહિ તો તેમની છબી અને હકીગતથી આપણા મનને કંઈક સંતોષ વળે એવા હેતુથી કલમ દ્વારાએ બહાર પડેલો મારા ભક્તિરસનો ઉભરો મારા શિક્ષકભાઈઓની સેવામાં રજુ કરતાં આશા રાખું છું કે તેઓના મનનો કંઈ અભિલાશ પાર પડેલો જોઈ. સંતોષ પામશેજ.

સાધારણ રીતે એવો રીવાજ છે કે, દુનીઆં છોડી ગએલા પુરૂષોનાં ચરિત્ર લખાય છે, પણ આ મેં આપણા વચ્ચે હરતા ફરતા પુરૂષનું ચરિત્ર લખ્યું છે. તે મારા વિચારપ્રમાણે તો મૃત્ય પુરૂષના ચરિત્ર કરતાં એ વિશેષ મહત્વનું છે. કોઈપણ વસ્તુ પ્રત્યક્ષ જોવી અને ચિત્રમાં જોવી, એમાં તફાવત છે. તેજ વાત આમાં છે. મહાત્માના મરણ પછી તેણે કરેલાં કામોનો આપણે વિચાર કરીએ છીએ તથા તેણે મેળવેલા અનુભવ અને તેને સંસારમાં વાગેલી ઠોકરોની તપાસ કરીએ છીએ. પણ તેનો જાતનો મળેલો અનુભવ કહી દેખાડવાને તે હાજર હોતો નથી. પણ તેવું કંઇ જીવતા પુરૂષનું નથી હોતું, તેનો અનુભવ ચરિત્રમાં લખ્યાપ્રમાણે પ્રત્યક્ષ મૂર્તિમંત હોય છે. વળી તેણે કરેલી અથવા કરેછે તે કૃતિ તેના વર્તનમાં

રોજનુ પ્રતિબિંબ છે. વળી તેમાંનું એકાદ ન સમજાય એવું હોય તો તે સમજાવવાને પેલો ચરિત્રનાયક હાજર છે. સિવાય તેના દરેક વર્તન તથા સગા સ્નેહીઓને આપેલી સલાહ, મસલત ઇત્યાદિ અનેક લાભો પણ પ્રત્યક્ષ છે. એ ઉપરથીજ જીવતા પુરૂષનાં ચરિત્ર આ દુનિઆ છોડી ગએલા પુરૂષોનાં ચરિત્રો કરતાં વધારે મહત્વનાં છે. એમ કોઈપણ કબૂલ કરશેજ. એમ મનમાં લાવીને આ આપણા રાવસાહેબનું સંક્ષેપ ચરિત્ર એમના સ્નેહીઓ અને ભક્તોની હજુરમાં મુકું છું.

આ નાનું પુસ્તક પ્રગટ કરવામાં ભક્તિભાવ સિવાય બીજો કશો સ્વાર્થ નથી. આ સુશીળ ગૃહસ્થની કાયમની યાદગારીનું ફંડ કરવાની આપણે ઉપરી સાહેબ પાસે પરવાનગી માગી હતી. પણ સરકારનાલીધે ઠરાવને મનાઈ હુકમ આવવાથી તે કામ બંધ પડ્યું તો હવે આ પુસ્તકમાંથી જે કંઈ નફો થશે તે એમની કાયમની યાદગારીના ફંડમાં નાખવાનો છે. માટે દરેક એમને ચાહનારા ગૃહસ્થની ફરજ છે કે પોતાથી બને તેટલી વધારે પ્રતો ખપાવી કે ખરીદ કરીને મજકુર ફંડમાં વધારો કરવો.

ગ્રા. કર્તા.

# રાવસાહેબ મોહનલાલ રણછોડદાસ ઝવેરી.



જે પુરૂષના કુટુંબ સાથેજ નામદાર ઇંગ્રેજસરકારે આ દેશમાં સ્થાપેલું કેળવણીખાતું લગભગ અરધી સદી કરતાં વધારે મુદતસુધી સંબંધ ધરાવતું હોય તેવા પુરૂષનું ચરિત્ર આ દેશના કેળવણી ખાતાનો ઇતિહાસ છે, એમ કહીશું તો તે ખોટું નહીં કહેવાય. અને તે કેળવણીની અસરથીજ પ્રજાના સંસાર, વ્યવહાર, રીતભાત, વેપાર, રોજગાર, અને પૈસા તથા ધર્મસંબંધી જૂદાંજ રૂપો પકડેલાં આપણે જોઇએ. તેવા પુરૂષની સંક્ષિપ હકીકત અમારા વાંચક વર્ગની સમક્ષ ધરવાની આ તક અમે હાથ ધરીએ છીએ.

ઇસિવીસનના સત્તરમા સેંકડામાં અમદાવાદમાં મુસલમાનો અને મરેઠાઓ વચ્ચે રાજ્ય લોભથી ધાંધલ મચી રહ્યું હતું. તેમાં ચાલી રહેલી લૂટફાટમાં ગરીબ પ્રજાની પાયમાલી થતી હતી. તેમાંથી ઉગરવાનેમાટે કેટલાએક નરમ સ્વભાવના વેપારીઓ એ શેહેર છોડી દઇને પોતાનો ધંધોરોજગાર ચાલતાં સુખશાંતિમાં રહેવાસારૂ ક્યાં જઈ વસવું તેના વિચારમાં પડ્યા હતા. તેમાં એક જીવણદાસ ઝવેરી નામે મોઢ વાણિઆના મનમાં આવ્યું કે, આપણે ભરૂચ શેહેરમાં જઈ વસવું, કારણ કે એકવાર જાત્રામાં જતાં તેણે જોયું હતું, વળી એક આરબ વેપારીથી તેના જાણવામાં આવ્યું હતું, એ શેહેર આજ સવાબેહજાર વરસ થયાં વેપારના કામમાં મશહુર છે, ત્યાં ગ્રીક અને રોમન લોકોનાં વેપારી વહાણો દરવરસ પંચાવનલાખ રૂપીઆનો માલ ખરીદ કરી જતાં હતાં.

તેમાં કીંમતી ઝવાહિરો પણ હતાં* પોતે ઝવેરી હોવાથી આ શહેરમાં આવી રહ્યા.

એની પાંચમી પેઢીએ ગીરધરભાઈ થયા તેમની સ્થિતી ઘણી ગરીબ હતી. એ વેળાએ ભરૂચ સિંધીઆ સરકારને તાબે હતું. અને તેમની તરફથી પ્રખ્યાત લલ્લુભાઈ નામનો એમનીજ ન્યાતનો વાણીઓ ઈજારદારી કે વહીવટદારપણાથી હકૂમત ચલાવતો હતો. તેની તરફનો એક કારભારી ફુરજાનો અમલદાર હતો. તેનીપાસેથી આ ગીરધરભાઈ દરરોજ ચાર આનાની બદામો લાવીને કતોપોરના બજારમાં વેચી તેમાંથી બે ત્રણ આના પેદા થતા તેવડે પોતાનો ગુજારો

* પ્લીનીનામે એક વિદ્વાન ગ્રંથકાર ત્યાંના વેપારમાટે આપ્રમાણે લખેછે જે "ભરૂચના બંદરોમાં ગ્રીક અને રોમનલોકોના મોટાં વહાણો વેપારસારૂ આવતાં હતાં. દરવરસ હિંદુસ્તાન આ માર્ગે પાંસેઠલાખ સેસ્ટર (એકજાતનું નાણું) ની કીંમતનો માલ પશ્ચિમના રાજ્યમાં જતો હતો. એનગદીથી તેઓ આ દેશની જણસો ખરીદ કરી પોતાના દેશમાં લઇ જતા, અને તેમાં સોગણો નફો મેળવતા હતા. આ દેશમાંથી તેઓ ગળી, સ્ફાટિક, તાંબું, લોહખંડ, કીંમતી ઝવાહિરો, તલનું તેલ, રૂ, સુતર, સુતરનાં લૂગડાં, રેશમ, રેશમી લૂગડાં, શાકર, વંશલોચન, રસમતી, ચંદ્રુશ, તજ, હીરાદખણ, વગેરે ચીજો લઇ જતા" તેમજ પેરીપ્લસનો કર્ત્તા એરીયન જે ભરૂચમાં રહ્યો હતો તે લખે છે કે, વેપારીઓના ત્રાપા અને કોટીઆં આવતાં હતાં, તેને ભરૂચના જાણીતા ખારવાઓ, વેરાવળસુધી સામા જઇને સલામતીથી આ બંદરમાં આણતા હતા. હિંદુસ્તાનથી એ માર્ગે રોમન બાદશાહપાસે વકીલ મોકલવામાં આવતા હતા. પોરવવંશી રાજાના એક વકીલ શ્રવણાચાર્યે ગ્રીસદેશના રાજાપાસે ગયો હતો. તે રાજધાની આથેન્સમાં મરણ પામ્યોછે, ત્યાં તેની કબરઉપર એક પથ્થરઉપર લેખછે. તેમાં લખ્યું છે કે, અહીં ભરૂચના શ્રવણાચાર્ય આરામ પામેલા છે.

કરતા હતા. એવી ગરીબ હાલતમાં પણ એ ઘણા ધર્મનિષ્ઠ અને સજ્જન હતા. અને તે વખતમાં વિદ્વાનમાં ખપે એવું જ્ઞાન ધરાવતા હતા. તેનીસાથે અક્ષરતો બહુજ સારા લખતા હતા. એમના હાથનું એક શ્રીમદ્ભગવતગીતાનું લખેલું પુસ્તક આજે આપણે જોઇને આશ્ચર્ય પામીએ છીએ, એ એમની સુજનતાનું કારણ એમ છે કે, એ વખતમાંના સાધુઓ કાંઈ ચમત્કારી પુરૂષો હતા. તેઓજ તે વેળામાં આ દેશમાં સંસારી અને રાજ્યકિય ઉથલ પાથલ કરનાર પુરૂષો બનાવી શકતા. જેમ મહારાજા શિવાજીને રામદાસ સ્વામીએ બોધ કરી હિંદુ અભિમાન ઉત્પન્ન કરીને મુસલમાનના સામા દેશને જાગૃત કરી મૂકયો અને શ્રીમંત બાજીરાવ બલ્લાલ પેશવાને ધાવડશીકર સ્વામીયે ઉપદેશીને વીરવર બનાવી મૂકયો હતો, તેમ શેઠ ગીરધર ભાઇને દાદુપંથી સાધુ અમ્રતદાસનો સમાગમ હતો.

ઉત્તર હિંદુસ્તાનમાં સત્તરમા સૈકામાં એ પંથ સંપૂર્ણ ઝળકાટમાં હતો. એની ખાસ નીતિ કોઈ સાથે લડવું નહીંજ. એવી હોવાથી "દાદુ દાવા છોડ દે" એ એમનો મુખ્ય ઉપદેશ છે, એ સાધુઓ ઘણાજ બ્રહ્મનીષ્ટ, વિચારવંત અને ઇશ્વરસંબંધી એકાંતમાં વિચાર કરનારા છે. તેઓ મુર્તિને માનતા નથી. પણ ઇશ્વર અને નીતિ સંબંધી સારો ઉપદેશ કરેછે. અને સંસારી પુરૂષને ધૈર્યવાન, સહનશીળ, અને ઉદ્યોગી બનાવેછે. એ પંથમાં મોટા મોટા વિદ્વાન સાધુઓ થયા છે, જેવા કે, નિશ્ચલદાસજી, પીતાંબરદાસજી, સુંદરદાસજી, તેમણે વિચારસાગર, પંચદશીમૂળ, સુંદર વિલાસ આદિ ઘણા ગ્રંથો રચ્યા છે. જેમાના કેટલાએક ગ્રંથો એ ધર્માનુયાયી, ખોજા શરીફ મહંમદ હાલમાં પોતાની ધર્મનિષ્ઠાથી છપાવીને બહાર પાડી લોકોમાં ફેલાવે છે. એજ ધર્મનું

મુખ્ય ધામ નડીઆદમાં સંતરામના નામથી ઓળખાયછે. જેણે ત્યાંના પાટીદાર અને ખેડાવાળાઉપર ઘણીજ અસર કરેલી કહેવાયછે.

એવા એક સાધુના ઉપદેશથી ગીરધરભાઈ પોતાનો ગરીબ સંસાર ચલાવતાં તે વેળાના કહેવાતા ભરૂચના હોકમ લલ્લુભાઇના ઘરમાં દાખલ થવા પામ્યા. અને પોતાની નમ્રતા અને સારા લહિઆપણાથી લલ્લુભાઇના પ્રીતિપાત્ર થયા. તે એટલે સુધી કે જ્યારે સિંધીઆસરકારે પકડીને એને પાવાગઢ મોકલી દીધા, ત્યારે જતીવેળાએ ફરમાવી ગયા હતા કે મારાઉપર જે કાંઇ લખી મોકલો તે ગીરધરભાઇ પાસેજ લખાવજો. આ લલ્લુભાઇને વાતો કરવી ઘણીજ ગમતી, અને વાતગરા માણસથી કામ ઘણું કરીને ઓછું થઇ શકેછે. એમનું પણ તેમજ થયું, કામમાં ગરબડ થઇ, અને અમલદારી ગઇ તેઉપરથી કેહેણી ચાલે છે કે, "વાતમાં લલ્લુભાઇએ ભરૂચ ખોયું."

એ પછી શેઠ ગીરધરભાઈ થોડો થોડો વેપાર કરવા લાગીને સારો સંસાર ગુજારવા લાગ્યા. એમ કરતાં ઈ. સ. ૧૮૦૩ માં સિંધીઆ સરકાર પાસેથી ભરૂચ ઈંગ્રેજ સરકારના હાથમાં આવ્યું. અને તેજ વરસમાં શેઠ ગીરધરભાઇને ઘેર રણછોડદાસજીનો જન્મ થયો.

આ સમયમાં શેઠ રણછોડદાસજીને કેળવણી પામવાનાં સાધન કાંઈજ નહોતાં. ઠામ ઠામ ગામઠી નિશાળો હતી, તેમાં આંક અને કકો, બારાખડી, વ્યવહારી લેખાંના હિસાબ અને કંઈ શિખામણની ધાત નામનો નીતિસંબંધી ઉપદેશ એ તે વેળાની કેળવણી હતી. અને એનો ખરચ પણ માત્ર ૭, ૮ રૂપીઆ થતો. એટલું કરીને સૌ પોતપોતાને ધંધે લાગતા. જેમ કે બ્રાહ્મણનો દીકરો, પૂ-

રાણ વાંચવું, વેદાધ્યયન, ફળજ્યોતિષ ઈત્યાદી પોતાને ઘેર કે કોઈ જાણીતા ધંધા કરનાર ગુરૂને ત્યાં રહીને આ વિદ્યા સંપાદન કરતા અને વાણીઆના દીકરાઓ નામું ઠામું શીખવાને કોઇ સરાફની વખારે બેશીને શીખતા તેમાં હાલમાં જેમ યુરોપખંડમાં ધંધાની કેળવણી લેવાને મનસ્વી ખરચ પડેછે, તેમ પડતો નહોતો, પણ શીખનાર શીખવનારનું ઘણીજ શ્રદ્ધાથી કામકાજ અને સેવા ચાકરી કરતો અને શીખતો અને કારીગર વર્ગતો અક્ષર શત્રુજ હતો. એવા સમયમાં વિદ્વાન તરીકે પંકાવાનું કામ પોતાની જાતીચપળતા અને ગૃહસંસ્કારઉપર આધાર રાખેછે.

શેઠ રણછોડદાસના સંબંધમાં એમજ જોવામાં આવે છે. એમના પિતાની હકીકતથી આપણે વાકેફ થયાથી જોઈએ છીએ કે, પેલા સંત સમાગમથી હિંદી વીગેરે ભાષાનું તેમને સારૂં જ્ઞાન હતું. તેમજ ગીતાજીનો મર્મ સમજી શકે એટલું સંસ્કૃત જાણતા હતા. તેજ એમના ઘરનું ભાષાસંબંધી જ્ઞાન એમને મળેલું હોવું જોઇએ, કેમ કે જ્યારે નામદાર ઇંગ્રેજસરકારે આ દેશમાં કેળવણી આપવાનું કામ શરૂ કર્યું, ત્યારે શેઠ રણછોડદાસની ઉમ્મર તેવીશ વરસની હતી.

સને ૧૮૨૬ માં કેળવણી આપવાનું કામ પેહેલવેહેલું શરૂ થયું, ને બધી મળીને સરકાર તરફથી દશ ગુજરાતી નિશાળો સ્થાપન થઈ. જેમાંની ત્રણ સૂરતમાં, બે ભરૂચમાં, એક નડીઆદમાં, એક ખેડામાં, બે અમદાવાદમાં, ને એક ધોળકામાં. એવેળાએ મેહેતાજીનો પગાર, ઘરભાડું, કંટીજેંટ અને છોકરાને ભણવાની સ્લેટ તથા ચોપડીઓ એ સરવે ખરચ સરકારને માથે હતો. કલેકટરો તેના ઉપરી હતા. તેઓ વખતે વખત એ નિશાળોની હાલતનો રીપોર્ટ એ ખાતાની દેખરેખ રાખનારી

"હિંદ નિશાળ મંડળી" ને નામે હતી તેને કરતા હતા. વળી કોઇ કોઇવાર એ મંડળીનો મુખ્ય ઇન્સ્પેકટર પરીક્ષા લેવા આવતો. એ નિશાળોમાં ભણાવવાને એ મંડળીએ પુસ્તકો તૈયાર કર્યાં હતાં. તે કેટલીક જૂની નિશાળોની લાયબ્રેરીઓમાં જોવામાં આવેછે. ગણિતમાં કર્નલ જારવીશ સાહેબનો શિક્ષામાળા પ્રથમ ભાગ અને બીજો ભાગ, એટલે અંકગણિત અને અક્ષર ગણિત, વાંચનમાં માત્ર ભૂગોળ ખગોળ એ ચોપડી બાળબોધ અક્ષરથી લખેલી સંવાદરૂપે હતી. એ મંડળીએ કેટલાએક માણસોને મુંબાઈ તેડીને સને ૧૮૩૮ માં મેહેતાજીનું કામ શીખવ્યું હતું તેમાં સૂરતના નામાંકિત મેહેતાજી દુર્ગારામ અને ભરૂચના મેહેતાજી મુકુંદરામ હતા.

સને ૧૮૩૨ માં હિંદ નિશાળ મંડળીએ એ નિશાળો ઉપરથી પોતાનો હાથ ઉઠાવ્યો. ત્યારે સુરતના મુખ્ય કલેકટરને આ કામની કુલ્લ મુખત્યારી સરકારે સોંપી. ને ઇન્સ્પેકટરને તેના તાબામાં મૂકયો. આ બનાવનો પરિણામ માઠો થયો. કલેકટરે આ કામ નજીવું ગણીને ધ્યાન આપ્યું નહીં. ઈન્સ્પેકટરે તો ફરવાનું ને તપાસવાનું કામ જારી રાખ્યું, પણ તેનું કાંઇજ ચાલતું નહીં. મેહેતાજીઓ તેનો ભય રાખતા નહીં. સૂરતના કલેકટરની હાજીસમાંથી ચોપડીઓ, નકશા, સ્લેટો વગેરે લૂટાતાં અને નિશાળોમાં તંગી પડતી. જ્યુડિશીઅલ કમીશનરો પણ પરીક્ષા લઈ ઇનામો આપતા હતા ખરા, પણ તે કામથી ઘણુાજ બેદરકાર રહેતા એવા કે એકવાર એક નિશાળની પરીક્ષા જ્યારે સૂરતની અદાલતમાં લેવામાં આવી ત્યારે મેહેતાજીએ એ છોકરાઓને ભૂગોળ, વ્યાકરણના પ્રશ્ન પૂછવાની વિનંતિ કરી, ત્યારે સાહેબ બોલ્યા કેઃ—કાળાઓને તેવળી વ્યાકરણ ભૂગોળ શાનું?

એ વગેરે ઉપરથી લોકો સમજવા લાગ્યા કે, જેને સરકારી નોકરી કરવી હોય, તેનેજમાટે સરકારે નિશાળો કહાડી છે. તેથી સારા પાયાઉપર નિશાળો આવી શકી નહીં.

સને ૧૮૪૦ માં મુંબાઈ સરકારે બોર્ડઆવ એજ્યુકેશન એટલે કેળવણી સંબધી કારભાર કરનારી સભા ઠરાવી. ને કેળવણી ખાતું તેને સ્વાધીન કર્યું. તેમાં જે સભાસદો હતા તેમનાં નામ.—મી० વી. કે. બ્રુસ, વી. રી. મોરીસ, જાનમેકલેનન, જગનનાથ શંકર શેઠ, જોસેફ ગ્લેન, મહમદ ઇબ્રાહિમ મકબા, સર જમશેદજી જીજીભાઇ, અને ચારલસ મોરટી સેક્રેટરી.

આ મંડળીના જાણવામાં ઉપલી હાલત આવી. ને એ ખાતું સારી સ્થિતિમાં લાવવા મેહેનત કરવા માંડી. સને ૧૮૪૨ માં કુલ્લ નિશાળો ૨૭ થઈ. અને તેનાઉપર આ રણછોડદાસજી ઇન્સ્પેકટર નીમાયા. મેહેતાજી અને સુપ્રીન્ટેન્ડેન્ટે કેમ વર્ત્તવું, તેના ધારા બંધાયા તેમાં એવું ઠરાવ્યું છે કે, દરેક નિશાળ સુપ્રીન્ટેન્ડંટે વરસમાં એકવાર તપાસવી. મેહેતાજીએ તેને માસીકપત્રક મોકલવાં, મેહેતાજીનો પગાર તેની નિશાળના છોકરાની સંખ્યાના પ્રમાણમાં કરવો, અને મેહેતાજી થવા ચાહનારાઓએ મુકરર કરેલી પરીક્ષા આપવી. તથા લાર્ડ લાંકાસ્ટર નામના ઇંગ્રેજ અમીરે કહાડેલી ભણાવવાની પદ્ધતિ શરૂ કરી. તે પદ્ધતિ એવી છે કે મેહેતાજીને ઉપલા વર્ગના છોકરાઓ ભણાવવાના કામમાં મદદ કરે. એ રીત સને ૧૮૫૯ સુધી ચાલુ રહી. ગામડાંઓમાં જ્યાં માત્ર મેહેતાજી હોય છે ત્યાં હાલની ચાલુ પદ્ધતિ કરતાં આ રીત ફાયદા ભરેલી લાગેછે. કેમ કે હાલની પદ્ધતિપ્રમાણે તો દરેક વર્ગનો એકેક શિક્ષક જુદો હોવો જોઇએ. તે ત્યાં હોતો નથી. તેથી એક વર્ગમાં મેહેતાજી કામ કરતો

હોય ત્યારે બીજા વર્ગો બેશી રહે તે ભણનાર ને મેહેતાજી બંનેના હકમાં નુકસાન કરતાં છે. અને તે ખુલ્લું છે કે જ્યારે આ અરસામાં ત્રણ. વરસે ગુજરાતી અભ્યાસ સારો છોકરો પૂરો કરી શકતો, ત્યારે આજ ઓછામાં ઓછા છ વરસ લાગે છે આ બોર્ડે દર માસે દર છોકરા દીઠ એક આનો ફી દાખલ કરી. વળી જાહેર કર્યું કે બે હજાર માણસથી ઓછી વસ્તી ન હોય ને ત્યાંના લોકો ઠરાવેલા કદનું મકાન આપે તથા પછીથી ભાગ્યું તૂટ્યું સમરાવવાનો ખરચ માથે લે તો તે ગામમાં સરકારને ખરચે નવી નિશાળ સ્થાપવામાં આવશે. આ વેળાએ બોર્ડના નવા મેમ્બરો **કપ્તાન કરનલ** જરવીસ, સર અર્સકીન પેરી તથા મી૦ **સ્ટાવેળ** સેકરેટરી ઘણા ઉમંગથી કામ કરનાર હતા.

ગુજરાત તરફના સુપ્રિન્ટેંડેંટનું કામ એલફીસ્ટન પાઠશાળાના એક ગુરૂને સોંપ્યું હતું. સને ૧૮૪૨ ના સાલમાં એનો રીપોર્ટછે, તેમાં લખ્યું છે કે "કેળવણીનું કામ ચાલુ રહ્યાની આશા થોડીજ રહેછે, તો સુધરવાની તો કયાંથીજ. લોકોનો ઘણો ભાગ થોડું ભણાવવાની પણ મરજી દેખાડતો નથી. જે થોડું લખતાં વાંચતાં ને હિસાબ શીખ્યાવિના સરકારી નોકરી મળે નહીં, તેટલું શીખવાને થોડા લોક ચાહેછે. વિદ્યાર્થિઓમાંથી સેંકડે દશ ત્રિરાશી સુધી ભણેછે. ને સેંકડે ત્રણ દશાંશ સુધી ભણેછે, તથા સેંકડે સાત આઠ છોકરા ભૂગોળ વિદ્યા ભણ્યાછે, પણ તે નહીંજ જેવીજ. જે છોકરો મહિનો કે પખવાડીઆ સુધી લાગલાગટ ગેરહાજર ન રહ્યો હોય તેની હાજરી સારી ગણાયછે. ઘણાખરા મેહેતાજીઓ સ્વભાષા ઉપરાંત બીજું કંઇ ભણતા નથી. ઇનામ કે પગાર વધવાની લાલચે થોડાક બીજ ગણિત અને વ્યાકરણ શીખવાનાં ફાંફાં મારેછે. એ બાબતમાં તેમનું

જ્ઞાન જુજછે. અથવા ખરૂં કહીએ તો તેને ચોપડીયોના શબ્દ સિવાય વધારે કંઇજ આવડતું નથી. જેમાં પોતાને સમજણ ન પડે તે બીજાને રસ કેમ લગાડે ને એવું શીખવ્યાથી ફાયદો પણ શો?"

આ વેળાએ લોકોમાં આજ્ઞાનરૂપી અંધારૂંજ હતું, જે ભૂગોળ ખગોળ નિશાળમાં ચાલતી હતી. તે પૂરાણોમાં લખ્યાપ્રમાણે નહોવાથી લોકોમાં તેની નિંદા થતી અને સૂરતના પ્રાણશંકર નામે મોતાળા મેહેતાજી તો કેહેતા હતા કે, બચ્ચા, સાહેબ પરીક્ષા લેવા આવે, ને પૂછે ત્યારે કેહેવું કે, પૃથ્વી ગોળછે અને તે ફરેછે, પણ તમારે માનવું નહીં, કેમ કે પૃથ્વી ગોળ હોય અને ફરે, તો આપણાં ઘર પડીજાય, ને પડતાં નથી, માટે એ વાત ખોટીછે. એ ઉપરથી પ્રાણશંકર મેહેતાજીનું જ્ઞાન ઓછું હતું કે લોકોની નિંદાથી ડરીને એમ કેહેતા હતા તેનો વિચાર વાંચનારને સોંપીએ છીએ.

કેળવણીની આવી સ્થિતિમાં શેઠ* રણછોડદાસજીએ

---

* કવિ નર્મદાશંકરે સને ૧૮૮૫ માં ધર્મ વિચાર નામે જે ગ્રંથ બહાર પાડચોછે. તે ગ્રંથ એમના આખરે નકી થયલા પાકા વિચારનું સ્વરૂપછે. તેના ૨૫ મા પાનાની નોટમાં લખેછે કે, "પ્રથમ ચોપડીઓ અને મેહેતાજીઓ તૈયાર કરવામાં, ને નિશાળો થયા પછી વ્યવસ્થા તથા વૃદ્ધિને અર્થે શ્રમ લીધો જેણે, તે ભરૂચના મોઢવાણીઆ રણછોડદાસને અમે આરંભ કાળનો ગુજરાતની પ્રસિદ્ધિનો પેહેલો પુરૂષ કહીશું. તેનાજ ભણાવેલા દુર્ગારામ મેહેતાજીએ મંત્રાદિક તથા પુનર્લગ્નસંબંધી સુધારાના વિચાર પોતાની નગ્રીના લોકોમાં ચરચાતા કીધા. ને પ્રજા કામ સરકારનાસંબંધમાં મરતાં સુધી કીધાં. રણછોડદાસના મોટા દીકરા મોહનલાલે બુદ્ધિવર્ધક સભાના પેહેલા સમયમાં સારાં સારાં ભાષણ કર્યાં હતાં. ને નાના દીકરા મનમોહનદાસ તે હમણાં ભરૂચની પ્રાર્થના સમાજમાં કવિતા વાણીએ પ્રાર્થના તથા ભાષણો કરેછે. રણછોડદાસને પોતાને વેદાંતનાં ગ્રંથો વાંચવાપર પ્રીતિ હતી. એવી અમારી સ્મૃતિ છે."

સને ૧૮૩૨ માં ગુજરાતી નિશાળના ઇન્સ્પેકટરનું કામ કરવા માંડ્યું, અને સને ૧૮૪૨ માં તેનને ઊત્તર કોંકણનો ભાગ પણ સોંપવામાં આવ્યો.

આ એમની કારકીર્દીમાં પોતાના હોદ્દાની સાથે નિશાળોમાં ચલાવવાસારૂ નવી નવી ચોપડીઓ રચતા ગયા, જેમ કે બાળમિત્ર, એલ્ફિસ્તન કૃત હિંદુસ્તાનનો ઇતિહાસ, અને હિંદુસ્તાન માંહેલા ઈંગ્રેજી રાજ્યનો ઇતિહાસ આદિ ગ્રંથો લખીને દેશમાં પોતાનું નામ અમર કરી મેલ્યુંછે. એમના તાબામાં સને ૧૮૫૦ માં ૩૭ નિશાળોમાં ૨૬૪૫ છોકરા અભ્યાસ કરતા હતા. એમના મરણની નોંધ લેતાં સરકારનું શાળા પત્ર લખેછે કે, "આગેની વખતની નિશાળોના ઇન્સ્પેકટર, ગુજરાતી ગદ્યના આરંભ કરનાર, અને આખા ગુજરાતમાં પોતાની વિદ્વત્તા અને ગંભિર સ્વભાવનેમાટે પ્રખ્યાત થયલા રણછોડદાસ ગીરધરભાઇ તા. ૨૩ મી આગષ્ટ સને ૧૮૭૩ ને રોજ દેવલોક થયા એવા સમાચાર વાંચીને અમને ઘણો ખેદ થયોછે."

આપ્રમાણે શેઠ રણછોડદાસજીના વખતમાં આ દેશની કેળવણીની સ્થિતિ, દેશના જ્ઞાન અને અજ્ઞાનનું દિગ્દર્શન કરાવીને હવે આ ચરિત્રના નાએક રાવસાહેબ મોહનલાલની ખુદ પોતાની હકીકતઉપર આવીએ છીએ.

સંવત્ ૧૮૮૪ ના ચૈત્ર શુદ ૧૪ તારીખ. ૩૧ મારચ સને ૧૮૨૮ ને દીને જ્યારે સિંહરાશીનો ચંદ્રમા હતો ત્યારે શેઠ રણછોડદાસજીને ઘેર સૌભાગ્યવંતા રેવાબાઇએ આ સુપુત્રને જન્મ આપ્યો. આપણી આર્યરૂઢી પ્રમાણે સિંહરાશીનો ચંદ્રમા હતો, ત્યારે જન્મ થવાનેલીધે એનું નામ મોહનલાલ પાડ્યું.

એ કુટુંબમાં મોહનલાલના જન્મ સમયજ તેમના પિતાને પ્રતિષ્ઠિત ચાકરી અને પ્રપિતાને વેપારાદિમાં સારી કમાઇ થવાથી આ પુત્રના પગલાં શકુનિયાલ ગણાવા લાગ્યાં. એવો સંયોગ મળીગએથી જેને પગલે કુટુંબમાં શુભ થયું હોય તેનાઉપર સર્વનો સ્નેહભાવ બહુ વધે એ સ્વાભાવિક છે. આ બાળકઉપર એના બાપ અને દાદાની મમતા બહુ હતી. કુટુંબના સર્વનું આ ધાવણા બાળકઉપર મન ઠરતું હતું, કારણ કે પુત્રના લક્ષણ પારણામાંથી જણાય: એ કહેવતપ્રમાણે આ બાળકની કાંતિ અને ચપળતા ઉપર લોકોનું ધ્યાન ખેંચાવા લાગ્યું. આપણા દેશના રીવાજ પ્રમાણે લજ્જા પામીને શેઠ રણછોડદાસ સર્વના દેખતાં આ બાળકને બોલાવતા નહીં. પણ ગીરધરભાઇ ડોસા પોતાના પૌત્રનું પાળણ પોષણ અને પ્રેરણા સર્વ પોતાની અનુભવી દ્રષ્ટિતળે કરતા હતા. જેને પગલે કુટુંબનો ઉદય ગણાયલો તે પનોતા પુત્રને લાડ લડાવવામાં ખામી શી હોય!

પ્રતાપિ કુળમાં જન્મવું અને ઊછરવું એથી અનેક લાભછે એ વાત ખરી, પરંતુ આ દુનિઆની સર્વ સ્થિતિમાં લાભ હાનિ રહેલાંછે. તેવાં એમાં પણ છે. શ્રીમંત કુળમાં સંપત્તિરૂપ વરસાદથી બાળકનું મન રસાળ અને ઊદાર રહેછે. અને ઊંચ કુળનું અભિમાન મહાસમતા રખાવેછે. ઊંચ કુળે સમાગમ રહ્યાથી કેટલુંક જ્ઞાન તો અનાયાસેજ પ્રાપ્ત થાયછે. નીચ કર્મ કરવાનો પ્રસંગ તેને કવચિતજ આવેછે. ગંભિરતા અને લાવણ્ય મુખઉપર રમી રહેછે. આચાર, રીતિ, મર્યાદા, અને સંક્ષેપમાં સર્વ ગૃહસ્થનાં આચરણ દૃષ્ટિને ખેંચી લે એવાં થાયછે. સુકુટુંબમાં ઊત્પંન થયલા મનુષ્યોની વાણીમાં બહુનાં મન હરી લે એવી મીઠાશ વસેછે. જે કુલીન

પણાનું મુખ્ય લક્ષણ અને મુખ્ય શસ્ત્ર મનાયછે. કહ્યું છે કે, "નીચ કુળને માથે કાંઈ શીંગડાં ઊગતાં નથી અને ઉંચ કુળમાં અવતરેલાને માથે કાંઈ કમળ ઊગતાં નથી, પણ વાણીવડેજ તેની જાતી અને કુળ જણાઇ આવેછે."

એમ ઉંચ કુળમાં ઉછરવાનો મહિમા છે ખરો, પણ સંપત્તિરૂપી જયસાથે વિદ્યાનો પ્રકાશ અને ઉદ્યોગની ગરમીની પણ જરૂર છે. એવો સંયોગ હોય તોજ ઉંચ કુળ ગણાઇને તેમાં ઉછરનારને તેનો લાભ મળેછે. એકલાજ ધનની કે અધિકારની અનુકુળતા ઉપરથી ઉંચ કુળ ગણીએ તો તેમાં ભૂલ છે. વિદ્યા અને ઉદ્યોગના પ્રતાપ વિનાના કોઇ સંપત્તિવાળા કુળમાં જે ઉછરેછે તે વરસાદથી કોહી ગયલા છોડ જેવા હોયછે. તેને તે કુળમાં ઉછર્યાનો લાભ નથી મળતો એટલુંજ નહી, પણ હાનિજ થાયછે. તેવા માણસનું મન અને શરીર બંને નકામાં પડી જાયછે. અને "કર્મ કઠોર અને કાયા સુવાળી" એ કેહેવતની પેઠે તેઓ મનુષ્ય વર્ગમાંથી નીકળી જઈ દુખી થાયછે. માટે સંપત્તિના સુખ જળ સાથે વિદ્યાઉદ્યોગનો સુખકર પ્રકાશ અને શીળો છાંયડો નહીં તો વિપત્તિનો એકલો ઉત્તરાચિત્રાનો સખત તાપ હોય, તોપણ રોપાની વૃદ્ધિ કરવામાં ઉપયોગી છે. નહીં તો એ રોપાનો નાશ ન થઈ જાય તો બોદાઈ તો જાયજ.

लालयेत्पंच वर्षाणि दश वर्षाणि ताडयेत् ।
प्राप्ते तु षोडशे वर्षे पुत्रं मित्रवदाचरेत् ॥

ઉપર પ્રમાણે આ પુત્રને લાડમાં ઉછેરતાં ૬–૭ વરસની ઉમરે તેને વિદ્યાભ્યાસનો આરંભ કરાવ્યો. મધ્યકાળની રીતપ્રમાણે ગીરધરભાઈ ડોસા તેને પાસે એ-

સાડીને આંક અને કકો બારાખડી શીખવતા હતા. વળી આ લાડકવાયા છોકરાને રમવાનો છંદ ન હોવાથી રમતીઆળ છોકરાની સંગતમાં પડીને ખરાબ થવાનો પ્રસંગજ નહોતો. તેથી મોટી સવારમાં વેહેલા ઉઠવું, દાંતણ પાણી કરી, નાહી ધોઈ, ઇશ્વર સ્મરણ કરી, કકડો કોર ખાઇને નિશાળે જવાની, મેહેતાજીની શિખામણ મળવા પેહેલાંજ આ છોકરો તેપ્રમાણે અમલ કરતો દીઠામાં આવ્યો.

દરેક છોકરાંને બાળપણથીજ આ શિખામણપ્રમાણે વર્ત્તવાની જરૂર છે. અને તેથીજ આપણા ગામઠી મેહેતાજીઓ તથા બોર્ડના વખતના પુસ્તક બોધ વચનમાં આ ઉપદેશ કરેલો છે. પણ આજ ત્રીશ વરસ થયાં બદલાયલી પદ્ધતિથી આ શિખામણનો અમલ થતો હોય એમ જોવામાં આવતું નથી. પણ હાલમાં નામદાર હિંદુસ્તાનની સરકારે ઘણી તરફથી ફરીઆદ સાંભળી તે ઉપર કેળવણી ખાતાના સત્તાવાળાઓનું ધ્યાન ખેંચવાનો ઠરાવ બહાર પાડ્યોછે. માટે એ શિખામણના ફાયદાનો આપણે વિચાર કરીએ.

વેહેલાં ઉઠવાની ટેવ.—જગતમાં આજ સુધી જે લાંબી ઉમરના નામિચા પુરૂષો થઈ ગયા છે. તે ઘણું કરીને સવારમાં વેહેલા ઉઠનારા હતા. મોડા ઉઠવાથી આપણા કામનો આરંભ કરવાને મોડું થાય છે. અને તે દિવસે સર્વે કામની ગરબડ થઇ જાયછે. મોડા ઉઠયાથી જોકે ઘણી ઉતાવળ કરીએ તોપણ તે કામ પુરૂં થતું નથી. એક ઈંગ્રેજ ગ્રંથકાર કહે છે કે, “સવારના પહોરમાં ઉંઘનારાઓમાંથી એક પણ માણસ કીર્તિમાન થયલો જોવામાં આવ્યો નથી. અને બફન નામનો સૃષ્ટિ વર્ણનકારી કહે છે કે, મારા પુસ્તકોમાંહેના દશબાર પુસ્તકો મારા ચાકર

જોસેફે મને વેહેલો ઉઠાડવાથીજ થયાં છે. નહીંતો થા-
તજ નહીં. રૂશિઅન દેશનો પ્રસિદ્ધ બાદશાહ પીટર ધી
ગ્રેટ હમેશાં અરૂણોદય પેહેલાં ઉઠતો હતો. બીજો એક
ઇંગ્રેજ વિદ્વાન કહે છે કે જો કોઈ પુરૂષ રોજ સાત વાગે
ઉઠતો હોય તે પાંચ વાગતે ઉઠે એમ ચાળીસ વરસ સુધી
ચલાવેતો તેની ઉમર દશ વરસ વધ્યા બરાબર થાય. એ
વેહેલાં ઉઠવાની ટેવ પાડવા સારૂ વેહેલાં સૂવાની ટેવ પા-
ડવી જોઈએ. વેહેલાં સૂવાથી શરીર આરોગ્ય થાય છે.
અને દૃષ્ટિ પણ સારી રહેછે. સૃષ્ટિના નિયમ પ્રમાણે
માણસ આખો દહાડો કામ કરીને થાકેલા હોવાથી તેને
પેહેલી રાત્રે વિશ્રાંતિ લેવાની જરૂર છે. દાક્તર હાડ
પોતાના શિષ્યને એમ કેહેતો કે, પેહેલી રાત્રે એક કલાક
લીધેલી ઊંઘ પાછલી રાતના બે કલાકની ઊંઘ બરાબર છે.
માટે રાતના દશ વાગતાં, ને જોઇએ તો નવ વાગે સૂ-
ઇને સવારના ચાર કે પાંચ વાગતે ઉઠવું. એટલો વિ-
સામો માણસને આરોગ્ય રહેવાને પુરતો છે. વેહેલાં ઉ-
ઠવાની ટેવ પાડવામાટે મનનો પાકો ઠરાવ થવો જોઇએ.
જાણે ધારો કે, આપણે રાત્રે વેહેલા સૂતા, ને મળશકામાં
જાગ્યાતો ખરા, પણ તરત ન ઉઠતાં પથારીમાં આળોટ્યા
કર્યું તો વેહેલાં ઉઠવાની ટેવ કદીએ પડશે નહીં. માટે એમ
ન કરતાં જાગ્યા કે તરત ઉઠીને તરત કામે લાગવું જોઇએ.
એવી રીતે વેહેલાં ઉઠવાથી રાતે પથારી ઉપર પડતાંજ
ઝટ ઊંઘ આવેછે, અને તેણે કરીને પથારીમાં જાગતા
પડી રહેવાથી જે મનમાં અનેક તરંગો આવેછે તે આવશે
નહીં. એમ કરવાથી આયુષ્ય વધશે અને પ્રકૃતિ સારી ર-
હેશે. મોડા ઉઠવાથી આંખો અને શરીરમાં સુસ્તી આવેછે
તે આવશે નહીં અને કામ કરવાને પણ સારો અવકાશ
મળશે. માટે મોડા ઉઠનારા દરિદ્રી કહેવાયછે તે ખરૂં છે.

એજ પ્રમાણે દાંતણ પાણી નાહાવું ધોવું, ઇત્યાદિ સ્વચ્છતાના નિયમ સાથેજ આ જગતના કરતા મહાન ઇશ્વરનું સ્મરણ રાખવાની ટેવ પડવાથી બચ્ચું દરેક પાપ કર્મ કરતાં અટકેછે. માટે ધર્મનીતિની કેળવણીની ખરેખરી જરૂર છે. જે પેહેલાં ઘેર અને નિશાળમાં બંને જગાએ મળતી હતી અને હાલમાં તે ઉપર દુર્લક્ષ થયું છે, તેના ઉપર ફરીથી ધ્યાન આપવાની જરૂર છે.

આ વખતમાં ભરૂચ શેહેરમાં સને ૧૮૨૬ માં પ્રથમ સ્થાપન થયલી નિશાળમાં મુકુંદરામ નામના મેહેતાજી હતા. ત્યાં આ સુપુત્ર સને ૧૮૩૮ માં દાખલ થયા. તે વેળાએ એ નિશાળમાં લિપિધારા, બોધવચન, ડાડ્સલી, ઈસપનીતિ, પંચોપાખ્યાન, વિદુરનીતિ ઈત્યાદિ નીતિનો ઉપદેશ મળે એવુંજ વાંચન ચાલતું હતું અને વાંચનમાળા ઇંગ્લાંડના લાર્ડ બ્રાહમની વાંચનમાળાના નમુનાઉપર રચાઈ હતી. એમાંનું બોધવચન તે ખરેખરૂં બોધવચનજ છે. તેનેમાટે આ રાવસાહેબે પોતે એકવાર કહ્યું હતું કે, એ ચોપડી શરૂ થયા પછી તે એક પાદરીના વાંચવામાં આવી. તેમાં એક વાકય એવું આવ્યું કે, "જેમ તું ગળત કોહોડને સ્પર્શ કરવાને ડરેછે તેમ બીજાના ધર્મનો સ્પર્શ કરતાં ડર." આ વાકયપર પેલા પાદરીએ વાંધો ઊઠાવ્યો કે, આપણો ધર્મ ફેલાવવાના કામમાં આ વાકયથી હરકત આવશે, માટે સરકાર તરફથી અપાતી કેળવણીમાં આ પુસ્તક દાખલ કરવું નહીં. એ ઉપરથી કેટલાક સત્તાવાળાઓનાં મન ફરવાનો સંભવ જણાયો. પણ મી. હાર્કનેસે ખુલાસો કર્યો કે આ શિખામણ કોઇ સંપ્રદાયમાં દાખલ ન થવા બાબતની નથી. પણ ધર્મ એટલે દાન ન લેવા બાબતછે. અને એ ઉપરથી હિંદુઓનો ખેરાતન લેવા-

સંબંધી નિગ્રહ જણાઈ આવેછે. આ અર્થથી મી. હાર્ક-
નેસની દીર્ઘ દૃષ્ટિનાં વખાણ કર્યાવિના રહેવાતું નથી.
ઉપર મુજબ એ નિશાળમાં દાખલ થયા ખરા પણ છ-
એક મહિના પછી મહેતાજી મુકુંદરામ ઈત્યાદિને સર-
કારે મુંબાઈ ભણવાસારૂ તેડ્યા ત્યારે નિશાળ બંધ રહી.
એ વેળાએ ગામઠી નિશાળમાં અભ્યાસ કર્યો, અને પછી
મહેતાજી પાછા આવ્યા એટલે ત્યાં દાખલ થયા. આ
નિશાળમાં એમના સાધ્યાઇઓ પણ નામિચા પુરૂષો
હતા. જેવા કે વકીલ કીશોરદાસ તથા ઓરપાડના
માજી મામલતદાર પ્રાણશંકર રાય તથા ગાયકવાડ સર-
કારના માજી પોલીશ સુપ્રિન્ટેન્ડેંટ મૂળચંદભાઈ વગેરે.

આ વખતની ગૂજરાતી કેળવણીમાં હાલ મળેછે તેના
કરતાં ગૂજરાતી ભાષાનું જ્ઞાન ઘણુંજ વધારે મળતું હતું.
અને તેથીજ હાલના કેળવાયલા કરતાં તે વખતના કે-
ળવણી પામેલા વધારે સારા ગણાયાછે. અને માત્ર દેશી
ભાષાનોજ અભ્યાસ કરીને પોતાની શક્તિવડે મોટો હોદ્દો
પ્રાપ્ત કરી સરકારની સારી સેવા બજાવીને પ્રજા પ્રિય
થઇ ગયાછે.

આ નિશાળમાં આશરે સાડા ત્રણ વરસ અભ્યાસ
કર્યો તેમાં ચાર વેળા વાર્ષિક પરીક્ષા આપી દરવેળાએ
પહેલે નંબરે આવ્યા હતા. અને છેલ્લી પરીક્ષામાં તો
એજ્યુકેશનલ સુપ્રિન્ટેન્ડેંટ મી. ઓરલીબાર એના ઉપર
એટલા પ્રસંન થયા હતા કે સારૂં સર્ટીફિકેટ અને એમને-
માટે મુંબાઇથી ચોપડીઓનું ખાસ ઇનામ મોકલાવ્યું
હતું. આ નિશાળના અભ્યાસ સાથેજ વિષ્ણુશહસ્ત્ર નામ,
આદિત-હૃદય, ઈત્યાદિ ધર્મસંબંધી પાઠોનું જ્ઞાન સંપાદન
કરવાસારૂ નર્મદા કિનારે આવી રહેલા સ્વામીપાસે અ-
ભ્યાસ કરવા જતા હતા.

એ પછી સને ૧૮૪૦ ના હિંદુસ્તાનની સરકારના ઠરાવ-પ્રમાણે સને ૧૮૪૨ ના જાનેવારી માસમાં સુરતમાં ઇંગ્રેજી નિશાળ સ્થાપન થઇ તેના શિક્ષક દાખલ કોઇ કાબેલ યુરોપિયનને મોકલવાની સરકારની ખાયસ છતાં તે તુરત ન મળી આવવાથી એલફીસ્ટન નેટિવ એજ્યુ-કેશનલ સ્કૂલમાંહેલા આશિસ્ટંટ શિક્ષક દાદાબા પાંડુરંગને રૂ. ૧૫૦) ના પગારથી મોકલવામાં આવ્યા.

એ પ્રમાણે ગૂજરાતમાં ઇંગ્રેજી કેળવણી દાખલ કરવા બાબતનો ઠરાવ થયો. તેની મતલબ આ પ્રમાણે હતી, "હાલમાં અમે ગોઠવણ કરીછે તેથી કેવું કામ ચાલેછે તેનું પરિણામ જોઇ અમે સરકારને સીફારસ કરવાની છે, તે કરીશું."

"સઘળી ઇંગ્રેજી નિશાળોમાં એકસરખું કામ ચા-લવાસારૂ કંઇ નિયમો તૈયાર કરીને છપાવી વહેંચેલાછે તે તા. ૧ લી જાનેવારી સને ૧૮૪૨ થી અમલમાં આણવાના છે."

"છોકરાઓની હાજરીનું પત્રક નમુનાપ્રમાણે રા-ખવું, અને અમને જણાવવાસારૂ નિશાળની હાલત કેવી છે તેની હકીકતનું પત્રક નીમેલે વખતે મોકલવું, દરેક ઊમેદવારે ઇંગ્રેજી નિશાળમાં દાખલ થતા પહેલાં પોતાની મૂળ ભાષાનું સારૂં જ્ઞાન મેળવ્યું છે, એવી ખા-તર જમા થવી જોઇએ. આ નિયમ એલફિન્સ્ટન નેટીવ એજ્યુકેશનલના કારખાનાની નિશાળો મધે વહીવટમાં આવ્યાથી બહુ ફાયદો થયોછે, તથા ઇંગ્રેજી અને દેશી ભાષાંની નિશાળોને એથી સારો ફાયદો થશે. એમ ઘણા જણનો મત છે."

"પૈસા આપવાનું જે છોકરાનું સામર્થ્યછે તેની પા-

સેથી મહિને આઠઆના લેવા, ને દેશી ભાષાની નિશાળમાં જે છોકરાએ સારો અભ્યાસ કર્યો હોય તેની પાસેથી કાંઇપણ લેવું નહીં. એવી જેમને માફી મળી હોય તેમને સરકારી નિશાળીઆ કહેવા. ઇંગ્રેજી અને દેશી ભાષાની નિશાળોનો આવી રીતે સંબંધ રાખ્યાથી બેઉ નિશાળોને લાભ થશે. દેશી નિશાળોમાં છોકરાનો અભ્યાસ સંપૂર્ણ થવાથી પછી તેમને મળેલી બક્ષીશના અનુક્રમ પ્રમાણે ઇંગ્રેજી નિશાળમાં દાખલ કરવા. વળી દેશી ભાષાની નિશાળોની પરીક્ષા ઇંગ્રેજી સ્કુલના માસ્તરોજ લેતા તેથી કેવા છોકરા ચૂંટી કહાડવા એ તેના હાથમાં હોવાથી ઇંગ્રેજી નિશાળમાં સારાજ છોકરા દાખલ થતા."

આ સમયના કેળવણી ખાતાના આવા ઠરાવથી દેશી ભાષામાં તે વખતના કેળવણી પામેલાઓ સારી પ્રવિણતા મેળવતા હતા. અને તેથીજ તે વખતના થયલા ગ્રંથોની ભાષા શુદ્ધ અને સરળ હોવાથી દરેક વાંચનાર સેહેલથી સમજી શકે એવી લખાતી હતી. પછી તે લખનાર ગમેતો પારસી હોય કે હિંદુ હોય. જુવો, પ્રાણુલાલ મથુરાદાસનું ચરિત્રનિરૂપણ અને નસરવાનજી ચાંદાભાઇનું યંત્રશાસ્ત્ર. પણ પછી સને ૧૮૫૫ માં કેળવણી ખાતાનો ડીરેકટર જૂદો નીમાયો, અને ઇંગ્રેજીમાંજ શાસ્ત્રીય કેળવણી આપવાનું ઠરાવ્યું. તેથી કરીને દેશી ભાષાના અભ્યાસ ઉપર દુર્લક્ષ થયું. તેનું પરીણામ એ થયું કે આજના વિદ્વાન કહેવાતા ગ્રાજ્યુએટો ગુજરાતીમાં એક પાનું પણ સરળ અને શુદ્ધ લખવાની શક્તિવગરના થઈ પડ્યાછે. તેનેમાટે ઘણી ફરીઆદો થઇછે, અને થાયછે. વિદ્વાન મી. ટેલર ફરીઆદ કરેછે કે, "ઇંગ્રેજીમાંથી ભાષાંતર કરનાર કોઇ એવું ધારતા દેખાય છે કે, અમે તો માના દૂધ સાથે ગુજ-

રાતી ભાષાનું જ્ઞાન ધાર્યા અને ઇંગ્રેજી શીખ્યા છીએ." માટે સાક્ષાત દ્વિભાષી બની ગયા, ગુજરાતીનો અભ્યાસ શામાટે કરવો. પણ પરભાષા સંપાદનના શ્રમ કરતાં સ્વભાષામાં પ્રવીણતા મેળવવાનો આયાસ અધિક છે. સામળાદિક ગુજરાતી કવિઓના ગ્રંથો જુવો. તુકે તુકે આયાસનાં પ્રમાણ દેખાયછે. મનોયત્ન કર્યા પૂર્વે ગુજરાતી કાચી દેખાય પણ પછી ખરી પાકી જણાશે. યત્નકારી અધુરો તો તેની ભાષા પણ અધુરી. પણ જો વાપરનારના યત્ન સંપૂર્ણ તો ગુજરાતી પણ સંપૂર્ણ, હા, સણગારેલી પણ દેખાય, ગુજરાતી,–આર્યકુળની,– સંસ્કૃતની પુત્રી,–ઘણી ઊત્કૃષ્ટ ભાષાઓની સગી! તેને કોણ કદી અધમ કહે?"

આ ખોડ હાલમાં ઘણાઓના સમજવામાં આવીછે. અમણા ઘણા ગ્રંથો સંસ્કૃતમય ગુજરાતીમાં લખાઇને બહાર પડેછે, લખનારાઓની નજર વાંચનારના ફાયદા તરફ હોવા કરતાં પોતાના જ્ઞાનનું પાંડિત્ય દેખાડવા તરફ અથવા તો ગુજરાતીના ભંડોળની અછતનેલીધે વાંચનાર વાંચતાં કંટાળીને પુસ્તક આઘું પટકે છે. એ અડચણ દૂર થવાસારૂ ગુજરાતી ભાષાની સુભેચ્છક ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ ફરીથી આ ભાષાને સરકાર તરફથી આસરો મળવાસારૂ મુંબાઇ સરકારને અરજ કરી છે કે એને યુનિવરસીટીની પરીક્ષામાં દાખલ કરવી. કે જેથી સ્વભાષામાં દેશી વિદ્યાર્થીઓ પ્રવિણ થઈ તેમનાથી દેશની સેવા બજાવાય. અને તેથી કાલેજની કેળવણી મેળવેલા વિદ્વાનોથી દેશી પ્રજાને લાભ મળે.

એવી રીતે ગૂજરાતી ભાષાનો સંપૂર્ણ અભ્યાસ કરીને પહેલે નંબરે પાસ થઇ બૉર્ડના ઉપલા ઠરાવ પ્રમાણે સ-

રકારી નિશાળીઆ તરીકે સને ૧૮૪૨ માં રાવસાહેબ મોહનલાલ પોતાનો ઇંગ્રેજી અભ્યાસ કરવાસારૂ સુરતમાં આવ્યા. તે વેળા અહીંની ઇંગ્રેજી સ્કૂલના વડા શિક્ષક રાવબહાદુર દાદાબા પાંડુરંગ હતા. એ પુરૂષ વિદ્વાન અને સદ્ વિચારી હતા. આ વખત સુરતમાં સુધારો દાખલ કરવાની એક ટોળી મહાભારત શ્રમ કરવાનેમાટે પ્રખ્યાત થઇ છે. તેમાં પ્રથમ દાદોબા, બીજા નામીચા મહેતાજી દુર્ગારામ, ત્રીજા દીનમણીશંકર શાસ્ત્રી, દલપતરામ માસ્તર અને દામોદરદાસ, એમણે મળીને પ્રથમજ પુસ્તક પ્રસારક મંડળી સ્થાપી પુસ્તકો છાપવાને એક શીલાયંત્ર મુંબાઈથી આણ્યો. આ વેળા એ હિંદના કામ ચલાઉ ગવરનર જનરલ સર ચાર્લસમેંટકાફે કાયદો કરીને છાપાની સ્વતંત્રતા વધારી હતી, તથાપિ સને ૧૮૪૨ માં તે વખતના મુખ્ય માજીસ્ત્રેટે છાપખાનું કહાડવા દીધું નહીં. આ અટકાવ કાયદા વિરૂદ્ધ હતો. કેમ કે કાયદામાં ફરમાવ્યું હતું કે, ઇંગ્રેજી રાજ્યમાં છાપખાનાના માલીકની નજરમાં આવે ત્યાં છાપખાનું રાખે અને છાપે. તેણે માત્ર એ વાત માજીસ્ત્રેટને જાહેર કરવી ને નામ ઠામ લખી આપવું. છતાં કેટલીક બાબતો હાલ જેમ બને છે તેમ તે વખતે પણ બનતું. કાયદામાં ઠરાવ્યું હોય તે કાયદામાં રહે, અમલમાં ન આવે અને અમલ કરનારની મરજી પ્રમાણે થાય. તે વખતે સુરત શહેરના માજીસ્ત્રેટનું કામ શેશન જડજને હાથ હતું. તેને ભય હતો કે શહેરમાં છાપખાનું થાય તો વર્તમાનપત્રો અને ચોપાનિયાં છપાય. અને તેમાં પોતાની અને બીજા સરકારી અમલદારોની ચર્ચા થાય–તથા તેઓ જે સરકારમાં એક તરફી લખે તેનું પોકળ, તેમાં ખોડ અને જુઠાણું હોય તે છપાઇને પ્રસિદ્ધ થાય. અને પોતાની ખુશી પ્રમાણે કરવામાં હરકત આવે, એવાજ કારણોને-

લીધે આજપણ પોલીટીકલ એજંટો અને દેશી રાજ્યોના અધિકારીઓ છુટ આપતા નથી. વડોદરા જેવું મોટું રાજ્ય જેના રાજા અને પ્રધાન કેળવાયલા ગણાય છે. ત્યાંપણ હાલમાં એકે સ્વતંત્ર વર્તમાનપત્ર નથી. તો બીજાને શો ઠપકો દઇએ, એ હેતુથી માજીસ્ત્રેટે છાપખાનું કહાડવા દીધું નહીં. ત્યારે દાદોબા અને તેના સાથીઓએ દરવાજા બહાર મકાન ભાડે રાખીને પોતાનો હેતુ અમલમાં આણ્યો. અને પુનર્વિવાહ, જાદુમંત્ર, બાળલગ્ન ઇત્યાદિ વિષયોઉપર ચર્ચા ચલાવવા માંડી. એવા શિક્ષકોથીજ દેશમાં જ્ઞાન વધીને અજ્ઞાનરૂપી અંધકાર નાશ પામે છે. અને તેમાં સારા વિદ્યાર્થીઓને તો એવા ગુરૂઓથી અત્યંત લાભ થાય છે, જેમ યથા રાજા તથા પ્રજા, તેમ યથા ગુરૂ તથા શિષ્ય બને છે. આ સમયનો શિક્ષક વર્ગ એવો હતો તેથી તેના શિષ્યો પણ તેવાજ જોવામાં આવેછે.

આવા નામીચા ગુરૂ દાદોબા પાંડુરંગ તથા મી૦ ગ્રીન સાહેબની પાસે સને ૧૮૪૩ થી સને ૧૮૪૫ સુધી ઇંગ્રેજી અભ્યાસ કર્યો. તેમાં દર પરીક્ષાએ ઉપલે નંબરે પાસ થઇ સને ૧૮૪૫ માં દશ રૂપીઆની સ્કાલરશીપ મેળવી મુંબાઇની એલફિસ્ટન કોલેજમાં દાખલ થયા.

ઉપર આપણે તે વખતની ગૂજરાતી ભાષાની અપાતી કેળવણીનું સ્વરૂપ જોઇ ગયા. અને હાલ કેમ ચાલે છે તે આપણે જાણીએ છીએ તેમજ હાલમાં ઇંગ્રજી કેળવણીનું રૂપ આપણા સમક્ષ છે. પણ તે વખતે ઇંગ્રેજી કેળવણી કેવી મળતી તે આપણે જોવી જોઈએ. માટે વિદ્વાન મી. નવલરામ-લક્ષ્મીરામે કવિ નર્મદાશંકરના જીવન ચરિત્રમાં બતાવ્યું છે તેમાં જોવાથી ખાત્રી થશે. એમ જાણી તેનું તાત્પર્ય આ ઠેકાણે આપીએ છીએ:—

યાદ રાખવું જરૂર છે કે તે વેળાની ગૂજરાતી કેળવણીમાં હાલ મળે છે તેનાં કરતાં ગૂજરાતી ભાષાનું જ્ઞાન ઘણુંજ વધારે મળતું હતું. પણ ઇંગ્રેજી સ્કૂલોનું આથી કાંઇ જૂદુંજ સ્વરૂપ હતું. સ્કૂલોમાં પાંચ વરસ ભણ્યાપછી જે જ્ઞાન મળતું તે હાલના માટ્રિક્યુલેટેડના જેટલું કુલ સરવાળે ગણાય, પણ તે જ્ઞાનની જાતિમાં બહુ ફેર છે. હાલ સામાન્ય જ્ઞાન અને વ્યવહારોપયોગી કેળવણી વધારે મળે છે. તે વેળા કરતાં હાલ અક્ષર, ઉચ્ચાર, અને અનુલેખન ઉપર બહુજ વધારે ધ્યાન અપાય છે. હાલ ચોથા ધોરણ વાળા અક્ષર લખે છે તેવા તે વેળા કાલેજમાં જનારા પણ ભાગ્યેજ લખતા અને વખતે તે જોડણીની પણ મોટી ભૂલો કરતા. એના બદલામાં ગણિત જ્ઞાન તે વેળાનું વધારે હતું. વર્ગ સમીકરણ અને ભૂમિતિના છ સ્કંધ મનોયત્ન સહિતો બધી સ્કૂલોમાં શીખવતા અને સુરત જેવીમાં તો ગણિત સુન્યલબ્ધિ સુધી ચલાવવામાં આવતું. જે હાલ એમ-એનાજ અભ્યાસમાં છે. ઇતિહાસ, હિંદુસ્તાનનો ને ઇંગ્લાંડનો ઘણું કરીને હાલના જેટલોજ શીખવાતો, પણ જગતનો પ્રાચિન, અને અર્વાચિન ઇતિહાસ ટેલરકૃત બે મોટાં પુસ્તક વધારે હતાં. ખગોળ વગેરે વિદ્યાઓ હાલ કરતાં વિગત ભાગે થોડી પણ સિદ્ધાંત ભાગે વધારે શીખવાતી. કોઈ કોઈ ઠામે અર્થ વિદ્યા પણ ચાલતી. તથાપિ આટલું બધું જ્ઞાન તે વેળા બધાજ છોકરા મેળવતા એમ સમજવું નહીં. ગણિત અને વાંચનના તે વેળા વર્ગજ જુદા હતા, અને જેની જેમાં બુદ્ધિ ચાલે તેમાં તે આગળ વધતા, વળી વર્ગના તમામ છોકરાને સામાન્ય કેળવણી આપવા ઉપર તે વેળા કંઈ વિશેષ આગ્રહ નહોતો. કેમ કે વાર્ષિક પરીક્ષામાં છોકરાવાર કોઈ અભ્યાસ જોતું નહોતું, પણ વર્ગે સામાન્ય દેખાવ કેવો દીધો તે ઉપર શિક્ષક સારો કે ન-

ઠારો કહેવાતો, જોકે તે વેળાએ શિક્ષકો સુદ્ધ ભાવથી પોતાના કામમાં ઉત્સાહી હતા. વળી તે વેળાના અભ્યાસ ક્રમમાં ઇંગ્રેજી વાંચનની ચોપડીઓ હાલના કરતાં થોડી આવતી. ઇંગ્રેજી ગદ્ય કે પદ્યના શિષ્ટ ગ્રંથો તે વેળા સ્કૂલમાં ચાલતા નહીં. અગર જો તે હાલમાં ફાયદોજ કરે છે કે કેમ એ શક પડતું છે કારણ કે બહુધા તે છોકરાના જ્ઞાનની શક્તિની ઉપરાંતનાજ હોય છે અને શાક્ષરત્વની કેળવણીમાં એ અવશ્યનું છે કે, જે પુસ્તકો વાંચવાં તે વેઠ દાખવ તૈયાર કરવાનાં નથી, પણ સરળતાથી સમજાઇ જઈ રસ ઉપજાવે એવાં જોઇએ. બીજું તે વેળા ઉપલા વર્ગ સિવાય ગૂજરાતીનો ઇંગ્રેજીમાં તર્જુમો કરાવતા નહીં. પણ ઇંગ્રેજીનું ગૂજરાતીમાં શબ્દશ: ભાષાંતર કરાવવા ઉપરજ ધ્યાન રહેતું આ કારણથી ઇંગ્રેજી ભાષા સમજવાની શક્તિ આવતી બલકે હાલ કરતાં કંઇક વધારે પણ તે બોલવા લખવાનું સામર્થ્ય હાલ કરતાં થોડું.

ઇંગ્રેજી કે ગુજરાતી તે સમયની કેળવણીવિષે આ વાત પણ નોંધવા જોગ છે. એ બંને વાંચન માળાઓ સામાન્ય કે વ્યવહારી જ્ઞાનથી રહિત, પણ ધર્મનીતિબોધક વાર્તા કે વિવેચનથી ભરપૂર હોવાનેલીધે બાળકોની ઉંચ લાગણીઓ બહુ કેળવાતી તેથી તેઓ ધર્મનીતિવાળા થઇને દેશ સુધારાના કામમાં ઉત્સાહી નીવડતા હતા.

ઉપર જણાવેલી હાઈસ્કૂલની કેળવણી આપણા મોહનલાલભાઈ સુરતમાં મેળવતા હતા. ત્યારે એમની સાથે અભ્યાસ કરનારાઓમાં રાવ બહાદુર મુકુંદરામજી, તથા માસ્તર મોતીરામ નરભેરામ, અને મી. કાનદાસ મંછારામ આદિ નામીચા નરો પણ એમની સાથેજ અભ્યાસ કરતા હતા.

એમ હાઈસ્કૂલનો અભ્યાસ કરી રહીને ઉપલે નંબરે

પાસ થવાથી દશ રૂપીઆની સ્કાલરશીપ મેળવી સને ૧૮૪૫ માં આપણા રાવસાહેબ મુંબાઇની તે વેળાની એ-લફિન્સ્ટન ઇન્સ્ટીટયુટ (હાલની એલફિન્સ્ટન કોલેજ) માં દાખલ થયા. તે વખતે ત્યાં નામીચા ઇંગ્રેજ શિક્ષકો જૂદા જૂદા વિષયો શીખવતા હતા. કાલેજના પ્રીન્સી-પાલ પ્રોફેસર હાર્કનીસ સામાન્યજ્ઞાનને ભાષા શીખવતા હતા. આરલીબાર ગણિત વિદ્યાના શિક્ષક હતા, એંડ-રસન ઇતિહાસ, અને ભૂગોળ શીખવતા. અને મીસ્ટર બેલરસાયનાદિ શાસ્ત્રપ્રયોગ સહિત શીખવતો હતો. એ પ્રોફેસરો પોતાના વિદ્યાર્થીઓ સાથે ઘણા માયાળુપણાથી વર્તતા હતા. તેથી વિદ્યાર્થીઓ તેમને પૂજ્ય ભાવથી ચહાતા. તથા તે જે કહેતા તે ઘણાજ ધ્યાનથી સાં-ભળતા હતા. વળી વિદ્યાર્થીઓઉપર તેમનો સંપૂર્ણ ભ-રોસો હતો. તેથી કોઈ વિદ્યાર્થી પોતાના શિક્ષકને જા-હેર કરતો કે ફલાણા શેઠપાસે તમે જઇને કેહેશો તો આપણી કાલેજને તેના તરફથી મદદ મળશે. તો તરત ગાડી જોડાવી પોતાના શિષ્યને સાથે લઇ તે ગૃહસ્થની પાસે જતા. એવા નિરભિમાની અને સ્વચ્છ મનના તે વેળાના ઇંગ્રેજ શિક્ષકો હતા. આજ તેમાં અસમાન જમીનનો તફાવત પડી ગએલો દીઠામાં આવેછે. એ કાલેજમાં આનંદરાવ ચાંપાજી, કહાનદાસ મંછારામ અને નસરવાનજી ચાંદાભાઈ આદિ એમના સાધ્યાઇઓ હતા. તેઓમાં રાવસાહેબનો વાર્ષિક પરીક્ષામાં નંબર ઉપરજ આવતો તેથી કાલેજની સાથેજ દેશી નિશાળના મેહેતા-જીઓ તૈયાર કરવાસારૂ એક નાર્મલ સ્કૂલ કહાડી હતી. તેમાંના સ્કાલરોને હમણાની પેઠે દર મહિને પાંચનો પ-ગાર મળતો, અને બધા સાથેજ રહીને અભ્યાસ કરતા તેના વડા શિક્ષક બાળ ગંગાધર શાસ્ત્રી ને ત્યાર પછી રા० બ० દાદાબા પાંડુરંગ હતા. રાવસાહેબ પોતાના

અભ્યાસમાં ચડતા માલમ પડ્યાથી ત્રીજે વરસે સ્કાલ-રશીપમાં વધારો થઈ રૂ. ૨૦) નો પગાર મળવાનો ઠર્યો. તેની સાથેજ કેટલીક મુદત સુધી આ નાર્મલસ્કૂલના ગણિતનો વિષય શીખવવામાટે જતા. તેનો પંદર રૂપીઆ જૂદો પગાર મળતો હતો.

ઉપર પ્રમાણે રૂપીઆ વીસની સ્કાલરશીપ લઈ અભ્યાસ કરતા હતા તે વખત કાલેજના ગુરૂઓ એમના અભ્યાસ અને રેહેણી કરણીથી ઘણાજ પ્રસન્ન થયા. એવામાં એજ કાલેજને લગતી એલ્ફિસ્ટન સ્કૂલમાં ગણિતના શિક્ષકની રૂ. ૪૦) ના પગારની જગા નીકળવાથી આ પ્રીતિપાત્ર વિદ્યાર્થીને સને ૧૮૫૦ ના જુન મહિનાની પેહેલી તારીખે આપવામાં આવી. એ દિવસથી રાવસાહેબ મોહનલાલ સરકારી નોકરીમાં દાખલ થયા.

અગાડી કેહેવામાં આવ્યું કે તે વેળાની કેળવણીથી વિદ્યાર્થીઓ ધર્મશીળ, નીતિમાન અને દેશ સુધારામાં ઉત્સાહી નીવડતા, તેનું ઉદાહરણ પણ આ ચરિત્રમાં આપણને મળી આવેછે. આ જુવાનીઆઓ વખતે વખતે ભેળા થઈ વિદ્યા અને દેશ સુધારા ઉપર ચર્ચા ચલાવતા હતા. તેમાં સુધારા અને નીતિબોધક તરીકે નામાંકિત થયલા મી. કરસનદાસ મૂળજી, કહાનદાસ મંછારામ, ગંગાદાસ કીસોરદાસ, દાકટર ભાઉ દાજી, તથા આ રાવસાહેબ ઇત્યાદિ નામીચા ગૃહસ્થો હતા. એજ મંડળીએ આગળ જતાં મોટું રૂપ પકડીને બુદ્ધિવર્ધક સભા સ્થાપન થઈ તેમણે મેહેનત કરીને એક ફંડ સ્થાપન કર્યું, તેમાંથી સભાનો ખર્ચ નીભાવવા લાગ્યા, પછી તેમાં ચર્ચાયલા વિષયો છપાવીને પ્રજામાં ફેલાવવામાટે બુદ્ધિવર્ધક નામનું માસીક ચોપાનીઉં બહાર પાડવા માંડ્યું. એ માસિક પુસ્તક એવું તો સારૂં નીકળતું હતું

કે હજી પણ તે વાંચતાં મનને આનંદ થાયછે. એ સભાએ મુંબાઇમાં બે કન્યાશાળા સ્થાપન કરીછે. તે હજી સારી સ્થિતિમાં ચાલ્યા કરેછે. અને સ્ત્રી કેળવણી દેશમાં દાખલ થવામાટે એ સભાએ મેહેનત લેવા માંડી તેમાં આ રાવસાહેબે જૂદી જૂદી વેળાએ ભાષણો કીધાં હતાં. તેમાંનાં બે ભાષણો મુખ્ય છે. એક સ્ત્રી કેળવણી ઉપર અને બીજું તે વેળાએ સર્વને અચંબો પમાડતા વિજળી કાસદવિષે હતું. તે વેળાએ એ બન્ને વિષયો નવા હોવાથી લોકોને નવાઈ લાગવાની સાથે ઘણીજ સારી અસર થઇ, અને લોકો સ્ત્રી કેળવણીમાં પ્રવૃત્ત થયા. તેના પરિણામ તરીકે આજ ગૂજરાતમાં ઠામ ઠામ કન્યાશાળાઓમાં બાળકીઓને અભ્યાસ કરતી જોએઇ છીએ.

સ્ત્રી કેળવણીવિષે ભાષણ. સને ૧૮૫૧

સભાસદ ગૃહસ્થો.

આ દેશના ઘણા લોકો પોતાની છોડીઓને ભણાવવાની ના કહેછે. તેનું કારણ એમ બતાવેછે કે, પૈસા પેદા કરવાસારૂ ભણવું જોઇએ. ભણવાથી બીજો કંઇ ફાયદો થતો નથી. બાયડીઓને કંઇ રળવા જવું નથી, તે તો પુરૂષને આધારેજ શોભે. કારણ કહેછે કે, "विनाश्रयं न शोभंते पंडिता वनिता लता" મતલબ કે, પંડિત, સ્ત્રીને વેલને આધાર જોઇએ. આધારવિના શોભતાં નથી.

આ તકરાર કેવળ ખોટી છે. રળવાની વાત બાજુએ મૂકીને જોઇશું તોપણ ભણવાથી ઘણા ફાયદા જણાશે. જે બુદ્ધિ એટલે મનની શક્તિઓ પરમેશ્વરે સ્ત્રીપુરૂષને આપીછે તે ભણવાથી ખૂલેછે અને સુધરેછે. અને તેથી તેઓ વધારે ઉપયોગી થાયછે. વળી ભણેલું હોય છે, તે પોતે જાતે વધારે સુખી થાયછે ને પારકાને વધારે સુખી

કરી શકેછે. પણ સરકારની નોકરી કરવાની જેઓ ઊમેદ રાખેછે તેઓ એમ કહેછે કે, વાંચતાં અને સારા દસ્કત લખતાં આવડે એટલે અમે ભણી રહ્યા, અમારે વધારે ભણવાનું કાંઇ કામ નથી. વેપારી કે દુકાનદાર કહેછે કે, અમારા છોકરાને આંક, નામા ને હિસાબ આવડયા એટલે બસ થયું, વધારે ભણવાની જરૂર નથી. પણ ભણવાનો જે ખરો અર્થ ઉપર કહ્યો તે જો તેઓ સમજે તો આવું કહી શકે નહીં.

આપણા લોકોમાંના ઘણા જણા સ્ત્રીઓને હલકી ગ-ણેછે, તેમને નિંદેછે તથાપિ જો તેઓ કહેછે તેવીજ જો તેઓ હોત તો પરમેશ્વર તેને ઉત્પન્ન શા માટે કરત, સ્ત્રીઓ જો કે, શરીરબળમાં કે હિંમતમાં પુરૂષો જેવી નથી હોતી, તોએ ઘણી વાતે તે પુરૂષના જેવીજ છે. પુરૂષની યોગ્યતાની બરાબરી કરી શકે એવી આ ભૂમં-ડળમાં એકલી સ્ત્રીજ છે. બીજું કોઈ પ્રાણી નથી. જો કે બીજાં પ્રાણીઓ શરીરશક્તિને ક્રૂરતામાં માણસ ક-રતાં ચઢીઆતાં છે. પણ તેને શું કરીએ, તેની સાથે આપણે રહી શકતાં નથી. પુરૂષને બધીજ રીતે મળતી આવે એવી એકલી સ્ત્રીજ આ દુનિઆમાં છે, મુખાકૃતિ, આંખ, કાન, હાથ પગ વગેરે અવયવ અને વિશેષ ઇ-શ્વરની અમુલ્ય બક્ષીસ જે વાણી, મન, બુદ્ધિ ઇત્યાદ પુરૂષના જેવી એકલી સ્ત્રીમાંજ છે. પ્રીતિ, ક્ષમા, દયા, આનંદ, ખેદ ઇત્યાદિ મનોવૃત્તિ પણ પુરૂષના જેવીજ સ્ત્રીઓમાંજ હોયછે. નીતિ, અનીતિ, પાપ, પુણ્ય ઇત્યાદિ વિચાર જેવા પુરૂષોમાં પ્રવેશ કરેછે, તેવા સ્ત્રીઓમાં પણ પ્રવેશ કરેછે, અને સતકર્મ, અસતકર્મ વગેરે બાબતમાં પ્રવૃત્તિ, નિવૃત્તિના અધિકાર બંનેમાં સરખાજ જણાયછે. માટે જ્ઞાની પુરૂષો કહેછે કે સ્ત્રી પુરૂષનું અંગ છે. એટલે સ્ત્રીવડે પુરૂષ શોભેછે, અને પુરૂષવડે સ્ત્રી શોભેછે; વળી

આપણા શાસ્ત્રમાં કંઇ સ્ત્રીઓની યોગ્યતા ઓછી ગણી નથી. સ્ત્રીવિનાનો પુરૂષ ગૃહસ્થમાં ગણાતોજ નથી. તે સંસારનું મંડન કહેવાયછે. તે ખરૂં છે. આ સૃષ્ટિમાં-હેના પ્રપંચ અને પરમાર્થનાં મોટાં મોટાં કાર્યો તેના વગર થતાં નથી. હોમ, હવન, ઇત્યાદિમાં સ્ત્રીને સાથેજ બેસાડવામાં આવેછે, અને તે નથી હોતી ત્યાં તેની જગો-ઉપર ઝારી મૂકવાનો ચાલ છે. એ બધા ઉપરથી શું જણાયછે. સ્ત્રીઓ કંઈ પુરૂષથી ઉતરતું પ્રાણી નથી, પણ બરોબરી કરનારી છે. ત્યારે એ આપણું અંગજ છે તો ભોગજોગે આપણા શરીરનું એકાદ અંગ ભાગ્યું કે બગડ્યું તો તેને સમારવાને આપણે જેમ યત્ન કરીએ છીએ તેમ આપણા ઘરમાં માબાપને ઘેરથી અજ્ઞાન સ્થિતિમાં આવેલી સ્ત્રીને પણ સુધારવાની દરેક સમજુ પુરૂષની ફરજ છે. તેના બહારના દેખાવ ઘરેણા ગાંઠા અને ઠાઠમાઠમાં ભૂલવાનું નથી. પણ તેનું બુદ્ધિસૌંદર્ય, સદાચરણ, લાવણ્ય ઇત્યાદિ સદ્‌ગુણો જોવાનીજ ઉત્કંઠા રાખવી જોઇએ. કહ્યું છે કે, वरं पर्वत दुर्गेषु भ्रांतं वनचरैः सह ॥ न मूर्खजनसंपर्कः सुरेंद्र भुवनेष्वपि ॥ અર્થ ॥ વખતે ડુંગરમાં પશુ સાથે મેળાપ થયલો પરવડશે.—પણ રાજમહેલમાં હોવા છતાં મૂર્ખ સાથે મેળાપ થએલો સાંખી શકાશે નહીં. ત્યારે હમેશ સાથે રહેનાર સ્ત્રી મૂર્ખ હોય તે કેમ પરવડે.

મૂરખ બાયડીઓ કરતાં ભણેલી બાયડીઓ ઘરનું કામ વધારે સારૂં કરી શકેછે; ઘરમાં બધું સાફસુફને ચોખ્ખું રાખેછે, પોતે ફુઅડ રહેતી નથી. મૂરખ બાયડીઓની પેઠે તે પોતાનો વખત લોકોની કુથલીમાં, ગાળો દેવામાં, લડવામાં કે ઉંઘવામાં કહાડતી નથી, પણ ઘરનું કામકાજ કરી રહ્યા પછી શીવવામાં, ભરવામાં, ગુંથવામાં અને સારાં પુસ્તકો વગેરે વાંચવામાં કહાડેછે.

વગર ભણેલી બઇરીઓ ઘણી વહેમી હોયછે, તેઓ પોતાના ધણીપાસે નકામા પૈસા ખરચ કરાવેછે, તથા પોતે નઠારાં કામ કરેછે. પોતાનો ધણી કંઈ કરવાનો હોય, ને તેની મતલબ બરાબર તે સમજતી ન હોય તોપણ તેને તે કરવા દેતી નથી. ધણી વધારે સારા રોજગાર ઉપર પરગામ કે પરદેશ જતો હોય તો તે ગામ કે દેશની તેને ખબર ન હોય તોપણ તેને ત્યાં જવા ન દે. ઘરેણાં કરાવવાની શક્તિ ન હોય તો સંતોષ રાખ્યાને બદલે તેને સંતાપે ને પોતાની બેનો કે પડોશણનો વર તાલેવર હોય તેનાં જેવાં ઘરેણાં કરાવવાને ઇચ્છે, તેને સંતાપે.—રૂપીઆ વ્યાજે મૂકવાની કે વેપાર કરવાની તેની મરજી હોય પણ તેમ કરવા ન દે, ને ઘરેણાં તથા ભારે લુગડાં કરવાને હઠ લે એ બધાં આચરણ મૂર્ખાઇનાં છે. નજીવી વાતમાં રીસાય ને કજીઓ કરે. જ્ઞાની સ્ત્રીને જે વાત હલકી ને મનમાં ન લાવવાજોગ જણાય તે મૂરખને મોટી પહાડ જેવી લાગે. ઉદાહરણ.—વર બાપડો બહારથી થાકયો પાકયો ઘેર આવે ત્યારે તેની સાથે સાંભળીને રાજી થાય એવી મધુર વાતો કરીને તેને સુખી કરવાને બદલે મોડું મોઢું ચડાવીને ફફડવા માંડે. એજ ઉપરથી "મૂર્ખ સ્ત્રીની બુદ્ધિ પાનીએ" કહેવાનો ચાલ પડેલો છે. ધણી ઘરમાં આવ્યો કે ફરીઆદ શરૂ થાય, ફલાણીએ મને આમ કહ્યું, ને ફલાણાએ તેમ કહ્યું, સાસુએ વૈતરૂં કરાવ્યું ને નણંદે મેહેણું માર્યું ને ચાકરે કહ્યું માન્યું નહીં. એમ કહીને કડવા કડવા બોલ બોલેછે. અને કજીઓ કરેછે ત્યારે તેને વારવાની તે બિચારાને જરૂર પડેછે, એટલે કજીઓ થાયછે ત્યારે પેલી મૂર્ખી ભાલાજેવાં વેણ સામાં મારેછે. અને તેથી ઘણીવાર એવું બને છે કે, વર તેની વાતો સાંભળીને તેના જેવોજ નાના મનનો, નાદાન, અને વેહેમી થઈ જાયછે.

પણ જો ભણેલીને મોટા મનવાળી હોય તો તે એવી નાની ને બેવકુફી ભરેલી વાતોને લેખવેજ નહીં. ને સૌ સાથે હળી મળીને ચાલે. પોતાના વર જોડે જ્ઞાનની ડાહી ડાહી વાતો કરે, તેની પાસે ધર્મનીતિની કે ભૂગોળ ઈ- તિહાસ ઇત્યાદિની ઝીણી વાતો નવરાસની વેળાએ સ- મજે, ને ઘરની, ન્યાતની કે પડોશીની વાતોમાં આખો દહાડો ગાળવાને ઠેકાણે બીજા દેશની કે વિદ્યાની વાતો- માં સામેલ થાય. તથા અડચણની વેળાએ ધણીને સારી સલાહ આપે, ને તેને દુઃખે દુખી ને સુખે સુખી દેખાય.

ઘણા લોકો એવું બહાનું કાઢે છે કે, છોકરીઓને ભ- ણાવવાનો ચાલ નથી. એવા માણસને એમ પૂછવું કે, એથી ફાયદો થશે કે ગેરફાયદો? બધી સ્ત્રીઓને વેપાર રોજગાર કે નોકરી કરીને કમાવું નથી એ વાત ખરી; પણ ભણેથી તેઓ પોતાનું, પોતાના વરનું અને પોતાના છોકરાં છૈયાંનું સારૂં નહીં કરી શકે? જેટલી આપણે ભ- ણવાની જરૂર છે તેટલી આપણી સ્ત્રીઓને તથા છોડી- ઓને ભણવાની જરૂર છે. કેમ કે જ્ઞાન એ સુખનું મૂળ છે. એવડે ધર્મનીતિ અને સુલક્ષણ આવેછે. જેમ સૂ- રજ અંધારાને હાંકી કહાડેછે તેમ જ્ઞાન આળસ અને બીજા દુર્ગુણને હાંકી કહાડે છે. માબાપ પોતાની છોક- રીઓને ભણાવે તો તેથી તે, માબાપ અને બીજાં સૌ સુખી થાય. જેની ધણીઆણી સારી કેળવાયલી હોય છે તે ઘણું કરીને સુખીજ થાયછે. એવી બાઇ પોતાનાં છોકરાંની સારી સંભાળ લઇ શકેછે, તેમનાં કૂમળાં મ- નમાં નીતિ અને પરમેશ્વર સંબંધી સારા સારા વિચાર ઉતારી શકેછે. ને બાળપણથીજ તેમને સાચું બોલવા વગેરેની સારી ટેવ પાડેછે. તે પોતાના ઘરનો હિસાબ રાખી શકેછે. તથા વિચારીને પોતાની યોગ્યતાપ્રમાણે ખરચ કરેછે. ને વરના બીજાં કેટલાંએક કામ પણ

કરી શકે છે. જે વગરભણેલાં બઇરાંઓથી થઇ શકતું નથી. ઘરમાં સંપથી રહેછે. વહુવારૂ અને સાસુ નણંદ ઇત્યાદિ પોતાના સંબંધીઓને દુઃખ દેતી નથી. અને બીજાઓને દેવા પણ દેતી નથી. તેમજ પોતાના છોકરાઓને સાચું જૂઠું સમજાવીને વહુઓ કે બીજા સંબંધીઓ સાથે તે લડાવી મારતી નથી. પણ સર્વેજણ હેત ભાવથી રહી શકે એવું તે કરેછે. માટે બાયડીઓને અભણ રાખવી એ બેવકૂફીને ગુન્હા ભરેલુંછે. છોડીઓને ખામુંખાં ભણાવવી જોઇએ. અને બઇરાંઓ જોડે પ્રીતિથી વર્તવું જોઇએ. ને તેને ઘટતું માન પણ આપવું જોઇએ. એવું કર્યાને ઠેકાણે તેમને અજાણ રાખેછે. તથા તેમને નીચ અને હલકાં ગણવામાં આવેછે. તથા એટલું દુઃખ દેછે કે તેમનું અંતઃકરણ દુષ્ટ થઈ જાયછે. તથા તેમનો સ્વભાવ બગડી જાયછે. ને તેમનામાં ઘણાં દુર્લક્ષણ આવેછે, જે મૂરખ હોયછે તે ઘણું કરીને દુર્ગુણી હોયછે. તેઓ એવાં કામો કરેછે કે, તે કેહેતાં આપણે શરમાઇએ પણ તે કરતાં શરમાતાં નથી. એવા મૂરખ બઇરાંઓએ કોઈ કોઇવાર તો પોતાનાંજ નિર્દોષ બાળકોના જીવ લીધાનું આપણે સાંભળીએ છીએ. જો કેળવણી પામેલાં હોય તો એવું કદી કરે નહીં. એકલું લખતાં વાંચતાં આવડે ને ભણેલાં કહેવાતાં નથી. પણ જેની બુદ્ધિ ખૂલેલી હોય, જે જ્ઞાની હોય, અને સદાચરણથી ચાલે તેજ કેળવાયલું કહેવાયછે.

ઉપર આપણે સ્ત્રીવર્ગને કેળવણી આપવાની જરૂર દેખાડી છે. હવે સ્ત્રી કેળવણીના કામમાં આપણા અસલના હિંદુઓ હાલના જેવા ટુંકા વિચારના નહોતા, તે આપણે જોઇએ. સ્ત્રીઓને શાસ્ત્રાદિકમાં, રાજ્ય વ્યવહારમાં, તેમજ પરમાર્થમાં શો ઉપયોગ? તેણે તો રાંધવું, સીંધવું અને ઘરનું કામકાજ કરવું એવું કેહેનારા

બીજા દેશની સ્ત્રીઓની હકીકતથી અને આ દેશની સ્ત્રીઓ-વિષેના લેખ, કથા, પુરાણ ઇત્યાદિથી અણુવાકેફ છે એવું સિદ્ધ થાયછે, કેમકે અગાડીના પુરાણ અને ઇતિહાસોમાં પુરૂષોનાં જેમ વખાણો થયાંછે, તેમ સ્ત્રીઓ પણ વખણાયલી દેખાયછે, સ્ત્રીઓએ રાજ ચલાવ્યાની વાત તો પ્રસિદ્ધ છે. દશરથની સ્ત્રી કેકેએ પોતાના ધણી જોડે લડાઇમાં જઈ, તેના રથનો આંક ભાંગ્યો ત્યારે તેને સંભાળી લઈને પતિને જય મેળવી આપ્યો હતો. અહલ્યા, દ્રોપદિ, સીતા, તારા, મંદોદરી, કુંતાં ઇત્યાદિ મહાજ્ઞાની, રાજ્યકિય પ્રકરણોમાં સલાહ આપનારીઓ, તેમજ બીજી ઋષિપત્નિઓ અને રાજ્યકન્યાઓ પ્રપંચ અને પરમાર્થમાં વિખ્યાત પુરૂષોની બરાબરી કરનારીઓ પુરાણોમાં ઘણી વર્ણવાયલીછે. મૈત્રયા વેદાંતશાસ્ત્રમાં રૂખમણી લેખનવિદ્યામાં અને ચિત્રરેખા ચિત્રવિદ્યામાં કુશળ હતી તેઓ જગજાહેર છે. તે વેળા ચિત્રવિદ્યા કેવી પૂર્ણ દશામાં હતી, તે એક આ વાત ઉપરથી માલમ પડેછે કે, સીતાએ રાવણના પગનો અંગુઠો જોવાની વાત પોતાની સાસુને કહી, તે ઉપરથી તેણે આખા રાવણની છબી ચીત્રી દેખડાવી, એ ઉપરથી ચિત્રવિદ્યામાં અવશ્યનો ઉપયોગ જે શરીર તે આ ચિત્રકળા ઉપરથી જણાઇ આવેછે. વિદ્વાન, શૂરી અને જ્ઞાની સ્ત્રીઓ જોકે ઘણી થઈ નથી, તોપણ તે ઉપરથી તેની યોગ્યતા ઓછી થતી નથી. કેમકે તે વિદ્વાન અને શૂરા ઇત્યાદિ નામાંકિત નરોની માતા થઇ ગઇ છે. એથી તેઓની શોભા છે. અને કહેવત ચાલી છે કે "જનની જણે તો હરીભક્ત જણજે, કાં દાતા કાં શૂર," મોટા મોટા વેદાંતાદિ શાસ્ત્રની બાબતમાં શિવ પાર્વતી સંવાદ, અને સીતા અને રામચંદ્રનો સંવાદ જોઈએ છીએ ત્યારે જો સ્ત્રીઓને વિદ્યા શીખવવાનો અથવા તેની સાથે જ્ઞાનપ્રકરણની

વાતો કરવાનો ચાલ ન હોત તો ગ્રંથોમાં તેનાં ઉદાહરણો કયાંથી મળત, વળી મંડનમિશ્ર પંડિતની સ્ત્રી સરસ્વતી એટલી તો વિદ્વાન હતી કે શ્રીમદ્ શંકરાચાર્યને વાદમાં મહાત કર્યાનું કેહેવાયછે. તેમજ ભાસ્કરાચાર્યજીની દિકરી લીલાવતી પણ તેવીજ વિદ્વાન હતી. તેને બનાવેલો ગ્રંથ લીલાવતી છે, અને તે ગણિતના વિષય ઉપર છે. શોધ કરતાં એવા સેંકડો દાખલાઓ મળી આવશે. તે ઉપરથી જણાય છે કે અસલ આપણા દેશમાં ભણવાનો ચાલ હતો. ભરતખંડમાં અસલ વિદ્યા ઘણી હતી. તેનું કારણ એ હતું કે, તે વેળાની સ્ત્રી ભણતી તેથી પોતાનાં છોકરાંને અભ્યાસ કરાવવા ઘણી મેહેનત લેતી. સારાં લૂગડાં ઘરેણાં પેહેરાવવાં, કે જમવા તેડી જવાં, કે વેહેલાં પરણાવવાં એનાપર જેટલું તેઓ લક્ષ આપતી તેના કરતાં છોકરાંને ભણાવવા ઉપર તથા પોતાનું જ્ઞાન વધારવા ઉપર તેઓ વધારે ધ્યાન આપતી હતી.

---

## વીજળી તથા વીજળીનો કાસદ. (તાર) સને ૧૮૫૨

ભાષણ ૨ જું.

વર્ષાઋતુમાં ઘણીવાર વીજળી થાયછે. તે આપણે બધા દેખીએ છીએ. પણ એ શો પદાર્થ છે તે આપણે જાણવું જોઇએ. વીજળી એ એક એવો પદાર્થ છે કે, તે આપણી નજરે દેખાતો નથી, પણ તેનાથી જે કાર્ય થાયછે, તેથી આપણને માલમ પડેછે કે, ફલાણી વસ્તુમાં વીજલી છે. એમ તો નક્કી જાણવું કે, સઘળી ચીજમાં જેમ ગરમી છે, તેમ વીજળી પણ છે. હવે સઘળી ચીજમાં ગરમી છે તે કાંઇ આપણી નજરે દેખાતી નથી. તોપણ તેના જે કાર્ય થાયછે તેઉપરથી આપણે જાણીએ છીએ કે ફલાણી વસ્તુમાં ગરમી છે. જ્યારે આપણે ચ-

કમકની પથરી સાથે ખરૂં લોઢું અફાળીએ છીએ ત્યારે અથવા લાકડાના બે કકડા એક બીજા સાથે ઘસ્યાથી તણખાને ધુવાડો નીકળેછે. તે તણખા કંઇ જાતે ગરમી નથી. પણ ગરમીની અસર કે કાર્ય છે. તેમજ દીવો બળેછે તે રસાયણ સંયોગથી પેદા થયલી ગરમીનો દાખલોછે. તેલ, બત્તી અને પાણી એ ત્રણ વસ્તુઓ જેની બનેલીછે તેનો સંયોગ વિયોગ થવાથી ગરમી ઊત્પન્ન થાયછે, આ દીવો જે બળેછે તે કંઇ ગરમી નથી, પણ એ તો ફક્ત ગરમીની અસર છે. વળી બીજો દાખલો કે કળીચૂનામાં પાણી રેડીએ તો તેમાંથી ગરમી પેદા થાયછે એ ગરમી જે નીકળેછે તે પાણીની છે. પણ એકલા પાણીમાં તે કંઈ માલમ પડતી નથી. જ્યારે તેનો સંયોગ ચૂના સાથે થાયછે, ત્યારે જોવામાં આવેછે.

જેવી રીતે એક પદાર્થ બીજા સાથે ઘસવાથી અને રસાયન સંયોગથી ગરમી પેદા થાયછે, તેમજ વીજળી પણ એવાજ બે પ્રકારથી ઉત્પન્ન થાયછે. જે વીજળી ઘર્ષણ એટલે ઘસવાથી ઉત્પન્ન થાયછે તે ઘર્ષણ વીજળી કેહેવાયછે.

બિલોરી કાચના વાસણને રેશમ કે ઉન સાથે સારી પેઠે ઘસીને તે આગળ રૂ, પીછું, કે બરૂના ગર જેવી હલકી ચીજ ધરીએ તો તે તેની તરફ ખેંચાશે. અને થોડી વાર પછી તે પાછી આઘી જતી રહેશે. હવે એ જે ખેંચાય છે અને દૂર જાયછે, તે વીજળીને લીધે છે. શિઆળાની ઋતુમાં ઘણીવાર જોવામાં આવેછે કે, પેહેરવાના મુગટા કે અબોટીઆં, ધોઇને સૂકવેલાં હોય, ને તેની કલ્લી કરીએ તો તેમાંથી તણખા નીકળતા માલમ પડેછે. એ તો આપણામાંના ઘણા જણાના દીઠામાં આવ્યું હશે. એ ઘર્ષણ વીજળીના તણખા છે. એવી ઘર્ષણ વીજળી ઉત્પન્ન કરવાને એક સંચો બનાવેલો હોય છે. તેમાં કાચ

જોડે રેશમ ઘસાઇને ઘણી વીજળી ઉત્પન્ન થાયછે. તે વીજળીના સંચાની પેટીઓ અવાચક થઈ ગયલા માણુસો જાગૃત કરવાને કામ લાગેછે.

એ મુજબ ઘર્ષણથી થનારી વીજળીનું વર્ણન કર્યાપછી રસાયનથી વીજળી શી રીતે ઉત્પન્ન થાય છે, તે વિષે થોડી હકીકત કેહેવી જોઇએ. રસાયનની વીજળી ઉત્પન્ન કરવાને સારૂ જૂદી જૂદી જાતના સંચા બનાવેલા હોયછે. તેમાંના એક ઘણા સહેલાની હકીકત આપ્રમાણે છે.— એક કાચના પ્યાલામાં ગંધકનું તેલ અને પાણી ભેગાં કરીને ભરવાં અને તેમાં તાંબાનું અને જસતનું એવાં બે પત્રાં તારે લટકાવીને મૂકવાં. હવે જ્યાંસુધી એ બંને તારના છેડા એક બીજાની પાસે આવે તો તેમાંથી ઝીણાં તણખા નીકળતા નજરે આવેછે, તે વીજળીની અસર છે. ત્રાંબાના પતરાંવાળા તારમાંથી વીજળી નીકળીને જસતવાળા પતરાના તારમાં જાય છે, ત્યારે એવું દેખાય છે. એવી રીતે પેદા થયલી વીજળી માણુસના સુખને વાસ્તે ઘણાં ઘણાં કામ કરેછે.

વીજળી માણુસનેવાસ્તે કામ કરેછે, એવું કોઇને કહીએ તો તે આપણુને બેવકુફ ગણીને કહેશે કે, વીજળી માણુસનેવાસ્તે કામ કરવાને બદલે તેનો નાશ કરેછે. કોઈ ઘરપર પડે છે તો ઘરનો, ઘરના સામાનનો અને ઘરનાં માણુસનો નાશ કરેછે. કોઇ વહાણપર પડેછે તો તે વહાણનો, તેમાના માલનો, અને તેમાના માણુસનો નાશ કરેછે. કોઈ પહાડપર પડેછે તો તેને ફાડીને તેના ચીરાડા કરી નાંખેછે. જમીનપર પડેછે તો સવાગજ ઊંડો ખાડો પાડેછે. એવાં એવાં કામ વીજળી માણુસનેવાસ્તે કરેછે. પણ એવું બોલનાર સખસને આપણે કહીએ કે, ભાઇ જરા સબુર કરો. હમણાની વિદ્યાના શોધે કરીને વીજળીથી કેવાં કામો બનેલાં છે. તેને એક

ગુલામની માફક રાખીને માણુસ પોતાનું કામ કેવું કહાડી લેછે. તે સાંભળો. વીજળી આપણે વાસ્તે ત્રાંબા, પીતળ અને લોઢા વગેરે હલકી ધાતુની જણસ ઉપર સોનું રૂપું ચડાવીને ચળકતાં કરી આપેછે. એવું રસવાને ઘણા દહાડા અને ઘણી મેહનત લાગેછે. પણ તે જરા વારમાં એટલે આશરે દશ મિનિટમાં વીજળીથી થાયછે. વળી વીજળી માણુસને સારૂ નવી નવી ધાતુઓ અને નવી નવી ચીજો શોધી કહાડેછે. બીજું વીજળી શું કરેછે? ઘડિઆળો ફેરવે છે. બીજું શું કરે છે? ભાગેલાં વહાણો સમુદ્રમાં બુડી ગયાં હોય તેનાં ખોખાંઓને ઉરાડી મેલે છે. તેથી બીજાં આવતાં જતાં વહાણોને હરકત પડતી નથી. બીજું શું કરે છે? પહાડો ફાડીને રસ્તા કરી આપેછે? બીજું શું કરેછે? રોગીઓ જેવા કે, લકવો, અને સંધીવા વાળા વગેરેને સારાં કરેછે. બીજું શું કરેછે? લોઢાનો લોહચુંબક જોઈએ ત્યારે બનાવેછે. બીજું શું કરેછે? લાખો ગાઉની ખબર પળવારમાં પહોંચાડે છે. એ બે છેલ્લી વાતોવિષે હું તમારી આગળ વિવેચન કરવાનો છું.

## ઇલેકટ્રિક ટેલેગ્રાફવિષે.

ઇલેકટ્રિકટેલેગ્રાફ એટલે વીજળીના તારની મારફતે સંદેશો મોકલવાની યુક્તિ,–એવા સંદેશા ઘણું કરીને સર્વ લોકોની જાણમાં છે. કેમકે ઘણાં શહેરોમાંથી લોકો મુંબાઈ વગેરે ઠેકાણે સંદેશા મોકલે છે. તથા મુંબાઈથી સંદેશા જાય પણ છે.

એ સંચો ચાલતો થયો ત્યારથી ઘણા ફાયદા થયા છે. જુવો કે અગાઉ એક જગોએથી બીજી જગોએ સંદેશો મોકલવો પડતો ત્યારે કાસદ રાખતા, અને તેની સાથે કેટલાક રૂપીઆ આપવાની સરત કરીને તેને મોકલતા.

તેને કદાપિ અમદાવાદથી મુંબાઇ આવવું હોય તો નિદાન દશ દિવસ કરતાં ઓછો વખત લાગતોજ નહીં. અને જ્યારે વરસાદ કે બીજી કોઇ રીતની અડચણ હોય ત્યારે એથીએ વધારે દહાડા લાગતા. વળી સંદેશા મોકલવાની રીત કેટલેક ઠેકાણે એવી પણ હતી કે, કેટલાંએક કબૂતર પાળતા, અને તેની કોટે કાગળ બાંધીને ઉડાડતા, એટલે પેલાં કબૂતર જ્યાં કાગળ પહોંચાડવો હોય ત્યાં લઇ જતાં. હાલમાં સંદેશા પહોંચાડવાને વાસ્તે નામદાર ઇંગ્રેજસરકારે ડાક રાખેલા છે, અને તે શી રીતે ચાલેછે તે સર્વજણના જાણવામાં છે. ડાકની મારફત અમદાવાદથી મુંબાઈ ખબર મોકલવી હોય તો આસરે એક દિવસ લાગેછે. અને તેનો જવાબ ફરી વળતાં બીજા બે દિવસ જોઇએ. એટલે કંઇ બાબતનો જવાબ મંગાવવો હોય તો એક અઠવાડિયાવગર તે આવેજ નહિ. હવે જુવો કે, એ બધાના કરતાં ઇલેકટ્રિક ટેલેગ્રાફ કેટલું ઝડપથી કામ કરેછે.—તે વાત તો ઘણું કરી અહીં બેઠેલા ઘણાખરાના જાણવામાં છે. અને કેટલાક વેપારી તો એવિષે અજમાશ પણ કરી ચૂકયા છે કે મુંબાઇથી અમદાવાદ જવાબ મંગાવવો હોય તો આસરે ચાર કલાકમાં જવાબ ફરી વળેછે. મુંબાઇથી સવારે છ વાગે સંદેશો મોકલે તો આઠ વાગતે અમદાવાદમાં વંચાય છે. એ બે કલાક જે વખત જાયછે તે કંઇ સંદેશાને મુંબાઇથી અમદાવાદસુધી ચાલવું પડે તેમાં જતો નથી. પણ તેના બધા અક્ષરો ગોઠવવામાં તથા તે સાફ ઉતારવામાં લાગેછે. સંદેશો તો એટલી ઝડપથી ચાલે છે કે, જે વખત મુંબાઈથી મોકલે છે તેજ વખત અમદાવાદમાં જઈ પહોંચે છે.

એ યંત્ર હાલમાં ઘણે ઠેકાણે ચાલેછે. અને તેવડે ઘણાં ઉપયોગી કામો ઝડપથી થાયછે, માટે એ સંચા

કેવા છે, અને તે શા આધારથી ચાલેછે, તેવિષે આપણે જાણવું જોઈએ. એવિષે લોકો તરેહતરેહવાર વિચાર કરેછે. કેટલાક ધારે છે કે એ તાર પોલો હશે, ને એમાં ઝીણા કાગળનું બીડું વાળીને મૂકીને ફુંક મારતા હશે, અથવા કંઈ ધમણ ચલાવતા હશે, તેથી પેલો કાગળ બીજે છેડે પહોંચતો હશે પણ એ બધા વિચાર ખોટા છે. ખરી બીના નીચેપ્રમાણે છે.

ઇલેકટ્રિક ટેલેગ્રાફના મુખ્ય ત્રણ ભાગ છે. તેનાં નામ, બ્યાટરી, તાર, અને સોય. નાની બ્યાટરીમાં ફક્ત ત્રણ પ્યાલા હોયછે. પણ મોટી જોરાવર બ્યાટરીમાં એવા સો પચાશ પ્યાલા હારબંધ ગોઠવી રાખેછે. અને તેમાં ઉપર કહ્યાપ્રમાણે એક બીજા સાથે એવી રીતે સંબંધ રાખે છે કે, એકનું ત્રાંબાનું પતરૂં બીજા જસતના પતરા જોડે અને બીજાનું ત્રાંબાનું પતરૂં ત્રીજાના જસતના જોડે. છેડાના બે વાસણમાં અકેક છૂટું રહેવા દેછે. એટલે એકમાં ત્રાંબાનું ને બીજામાં જસતનું પછી તેની જોડે તાર બાંધેછે. અને તેમાંનો એક તાર ભોંયમાં દાટેછે, અને બીજો સળંગ આખો રાખી જે ઠેકાણે સંદેશો મોકલવો હોય ત્યાં લગી લઇ જાયછે.

હવે એ તારના યોગે સંચો કેમ ચાલેછે તે સમજાવવાની અગાઉ લોહચુંબકવિષે થોડી એક વાત જાણવાની જરૂર છે જેથી એ બાબત ઝટ સમજાઇ જશે.

લોહચુંબક તમે કદાચ જોયો કે સાંભળ્યો હશે. વહાણો માંહેલા હોકાયંત્રની સોયમાં લોહચુંબકનો ગુણ હોયછે. એટલે તેને ગમે તેમ ફેરવીએ તોપણ તેના છેડા હમેશાં ઉત્તર દક્ષિણ દિશા ભણી રહેછે. વળી બતક કે માછલી જેવું લાકડાનું નાનું રમકડું કરીને તેમાં એક ખરા લોઢાની સળી ઘાલેલી હોય છે. તેના એક છેડાને લોહચુંબકનો ગુણ આવેલો હોયછે. માટે તેવી

બતક કે માછલીને પાણીમાં તરતી મૂકીને તેની સામે એક બીજી લોઢાની પાટી જેમાં લોહચુંબકનો ગુણ હોય છે તેમાં એક છેડો ધરેછે. જ્યારે બતક પાસે ધસી આવેછે અને બીજો છેડો દેખાડેછે ત્યારે પાછું ખશી જાયછે. વળી એજ પાટીના છેડા આગળ જો શીવવાની સોય ધરીએ તો તેપણ તેના તરફ ખેંચાઇ જાય છે. અને તેને વળગી રહેછે. એ સોયની તળે બીજી સોય રાખીશું તો તેપણ ખેંચાઇ જશે. એ રીતે જેમાં લોહચુંબકનો ગુણ આવેલો છે તેવા લોઢાની પાસે બીજા ખરા લોઢાનો કડકો હોય તો તેની પાસે તણાઇ જાયછે. એ વાત ધ્યાનમાં રાખવાજોગ છે.

આ ઉપર જે કહ્યું તે સ્વભાવિક લોહચુંબકને લાગેછે, પણ વીજળીની મદદથી પોલાદના કકડામાં એ ગુણ આવી શકેછે, થોડી એક પોલાદની સળીઓ એકઠી કરી, તેની ભારી બાંધીએ, અને ઉપર જે બ્યાટરીનો તાર કહ્યો તેઉપર લપેટ્યો હોય, અને તેનો છેડો બ્યાટરીના બીજા તાર જોડે જોડવો હોય, તો તે સળીઆમાં લોહચુંબકનો ગુણ આવેછે. અને તેની પાસે પોલાદનો કકડો ધર્યો હોય તો તેને પોતાની તરફ ખેંચેછે. જ્યારે બ્યાટરીના તારનો સંબંધ તૂટી જાય છે, એટલે તે છૂટો પડેછે, અને વીજળી એકમાંથી બીજામાં જતીબંધ પડેછે, ત્યારે તે સળીઆમાંથી એ ગુણ જતો રહેછે. વળી જ્યારે પાછા જોડાય છે ત્યારે પાછો આવેછે. એ રીતે મરજી મુજબ લોહચુંબકનો ગુણ પેલી સળીઓમાં લેવાય છે ને કાઢી નખાય છે. તેથી કેટલીએક સાદા યંત્રરચનાની યુક્તિ કામે લગાડી તેની જોડે એક સોય આડી રાખેલી હોયછે, તે ડાબી જમણી ફરેછે. પછી એ સોયના ડાબા જમણા ફરવાપ્રમાણે હરેક અક્ષરની સમસ્યા કરી રાખેલી હોયછે. તે એવી રીતે કે જ્યારે સોય

એક ફેરો જમણી ફરે તો જાણે (ક), બે ફેરા તેની તે ગમ ફરે તો (ખ), એકવાર ડાબી ફરે તો (ગ), એકવાર જમણી ને બે વાર ડાબી ફરે તો (ઘ) એ રીતે અક્ષરે અક્ષર ઓળખીને બધું વાક્ય કે મતલબ બંધ બેસાડવામાં આવેછે.

હવે મુખ્ય કામ એટલું બાકી રહ્યું કે બ્યાટરીના તારનો સંબંધ મરજી મુજબ તોડવો ને જોડવો જોઇએ. પછવાડે કહ્યું કે જ્યાં ઇલેક્ટ્રીક ટેલેગ્રાફનો સંચો હોયછે ત્યાં બ્યાટરીનો એક તાર જમીનમાં ઉતારેલો હોયછે, અને બીજો સળંગ એક ઠેકાણેથી બીજા ઠેકાણા સુધી મૂકેલો હોયછે. હવે એ બેઉ ઠેકાણાંવાળી પોતાની પાસે ઉપર કહી તેવી સોય અને તે ફેરવનાર યંત્ર રાખેછે. અને કંઇક યંત્રરચનાથી એ બે તારનો સંબંધ કરેછે, અને તોડેછે. જેટલીવાર એક ધણી એપ્રમાણે કરે તેટલીવાર પેલા બીજાની સોય હાલેછે, અને બીજો જેટલીવાર કરે, તેટલીવાર પેહેલાની સોય હાલેછે, એ રીતે થવાથી તેઓ પોતપોતાના સમાચાર એક બીજાને જાણ કરેછે.

એવી રીતે પોતાના હોદ્દાની નોકરી બજાવતાં દેશમાં અજ્ઞાનરૂપી અંધારામાં પોતે મેળવેલા જ્ઞાનનો દેશીઓ ઉપર પ્રકાશ પાડવાસારૂ બુદ્ધિવર્ધક સભાના સંબંધમાં ભાષણો કર્યાં, નિબંધો વાંચ્યા અને પ્રયોગો કર્યા તે બધાનું સવિસ્તર વર્ણન કરતાં આ પુસ્તકનું કદ ઘણું વધી જાય, માટે તે કરતા નથી, માત્ર નમુનાદાખલજ બે ભાષણો આપ્યાંછે. એમની નોકરીથી પણ એમના વડાઓ રાજી થવાથી સને ૧૮૫૩ ના મે માસની પેહેલી તારીખથી પગારમાં વધારો થઇ રૂ. ૫૦) નો થયો. એ પગારથી માત્ર સાત માસ નોકરી કરી એટલામાં સૂરતની હાઈસ્કૂલમાં રૂ. ૮૦) ના પગારની પેહેલા અસિસ્ટંટની નવી જગા નીકળી, તેને માટે મજકુર રાવ સાહે-

બની માગણી થઈ, અને તે એમણે કબૂલ રાખી. પણ એવી રીતે એમનું જવાનું જાણીને એમના વડા અધિકારી મી. હારકનેસ દલગીર થયા અને બોલ્યા કે, "તેં આ જગા કબૂલ કરીને ખોટું કર્યુંછે, જો તું અહીંજ રહેત તો તારા હકમાં વધારે ફાયદો થાત." આ સાંભળીને પોતાના વડાની આજ્ઞાને અનુસરીને નિમકહલાલીથી ઉત્તર આપ્યો કે, આપની મેહેરબાનીને માટે હું ઉપકાર માનુંછું, અને મારી આ નવી જગાનું રાજીનામું મોકલુંછું. આ જવાબથી અધિકારી ઘણા પ્રસન્ન થયા અને સલાહ આપી કે, હવે થઇ તે થઈ રાજીનામું આપવામાં લાભ નથી. માટે તમારી નવી જગા ઉપર સુખે જાઓ. એ ઉપરથી મુંબઈથી સૂરત આવી પોતાની નવી જગાનો ચાર્જ તારીખ ૧ લી નવેંબર સને ૧૮૫૩ ને રોજ લીધો. અને એ હોદ્દો તા. ૧૨ મી ડીસેંબર સને ૧૮૫૫ સુધી ભોગવ્યો હતો. તે દરમ્યાન પોતાનો વડો કોઇ ભૂલ ભરેલા વિચારથી ખોટે રસ્તે પોતાની સાથે વર્ત્તે તો ગુલામની પેઠે તેને તાબે ન થતાં પોતે ખરી બીના પ્રગટ કરીને ખરૂં કરાવી આપવાને સ્વતંત્રતાથી કેમ સામા થવું તે પણ જણાઇ આવેછે. સને ૧૮૫૫ ના જાનેવારી માસમાં સિદ્ધનાથ મહાદેવની જાત્રા આવી. એ વખતે પોતે ફર્સ્ટ અસિસ્ટંટ હોવાથી તેમના વડા મી. ગ્રામ ઘણીવાર આખી સ્કૂલ સોંપતા, આ સિદ્ધનાથની જાત્રાને આગલે દિવસે એ સ્કૂલના વડાના અધિકાર ઉપર હતા. તે દિવસે બીજા માસ્તરોએ જાત્રાની રજા માગી અને એમણે આપી. બીજે દહાડે એક પારસી માસ્તર જે રજાનો ઠરાવ થયો તે વખત હાજર નહોતો તે રજાને દહાડે સ્કૂલના કામ વખત દશ વાગતે હાજર થયો, તેને મી. ગ્રાહમે પૂછ્યું, આજ રજા છે ને કેમ આવ્યા? પેલા પારશી માસ્તરે કહ્યું,

આજની રજાવિષે હું જાણુતો નથી. તેઉપરથી સાહેબનો મિજાજ ગયો કે હિંદુ માસ્તરોએ ખોટી રજા લીધી અને તે મોહનલાલભાઇએ આપી. માટે એવા દરેક માસ્તરને રૂ. ૧૫) નો દંડ કર્યો, અને તે જમા થયલી રકમને પોતાના નામની લાયબ્રેરી સ્થાપવાના ફંડમાં નાંખવાનો ઠરાવ કર્યો. એથી રાવસાહેબને ઘણું માઠું લાગ્યું, અને પોતાના મિત્રોની સલાહ લઈ બોર્ડ ઓફ એજ્યુકેશનલ ઉપર આ ગેરઇનસાફ બાબતની અરજી લખીને મોકલવાસારૂ પોતાના વડા આ. મી. ગ્રાહમને આપી. એ જોઈ તે એવા તો ભયભિત થઇ ગયા કે દંડના લીધેલા રૂપીઆ જેના તેને તરત પાછા મોકલાવીને આ અરજી ફાડી નાંખી, અને ભયથી તાવ આવ્યો તે એક મહિને આરામ થયો. આ કૃત્યથી આપણે રાવસાહેબની સ્વતંત્રતા અને મી. ગ્રાહમની નિર્મળ બુદ્ધિ જોઇએ છીએ. આ નોકરી કરતાં ફુરસદની વખતમાં "મેકાનિકલ પ્રોબલમ" નામના યંત્રશાસ્ત્રના મોટા ગ્રંથનું ભાષાંતર કર્યું હતું. પણ તે પુસ્તક છપાઇને બહાર પડયું નથી એ દલગીરની વાત છે.

સને ૧૮૫૪ ના જુલાઇ મહિનાની ૧૯ મી તારીખનો લખેલો વિલાયતથી ડીરેકટરની બોર્ડનો કેળવણી વધારવાનો તથા તેઉપર જાસ્તી ખરચ કરવાનો હુકમ આવ્યાથી સને ૧૮૫૫ માં મુંબાઇની સરકારે એ કામ બોર્ડના હાથમાંથી છોડાવી એક નવા અમલદારને સોંપ્યું ને "ડીરેકટર ઓફ પબ્લીક ઈન્સ્ટ્રકશન" એવું નામ તે અમલદારનું રાખ્યું. સિવિલસરવિસવાલા કલાડિયસ જેમ્સ અર્સકીન સાહેબને દર મહિને રૂ. ૨૫૦૦) ના પગારે આ અમલદારી મલી. મુંબઇ ઈલાકાના ચાર ભાગ કર્યા. ૧ મુંબઇબેટ અને તેની આજૂબાજૂના જીલ્લા, ૨ ગૂજરાત, ૩ દક્ષિણ દેશ, ૪ સિંધ. એમાંના દરેક ઉ-

પર એક એક એજ્યુકેશનલ ઇન્સ્પેકટર કર્યો, અને બધા ઇન્સ્પેકટરોને ડિરેકટર સાહેબના હાથ નીચે મૂકયા. ઇન્સ્પેકટરોના હાથ નીચે વિઝિટરો એટલે હાલના ડિપ્યુટી ઈન્સ્પેકટરો ઠર્યા. સિવિલસરવિસના ટી. સી. હોપ સાહેબને ગૂજરાત ભાગના રૂ. ૭૦૦) ને પગારે ઇન્સ્પેકટર ઠરાવ્યા ને તેમના હાથ તળે બે ડિપ્યુટી ઇન્સ્પેકટરો ઠરાવ્યા. ઇન્સ્પેકટરોને મુસાફરીમાં દરરોજ પાંચ રૂપિયા ને ડિપ્યુટી ઇન્સ્પેકટરોને દરરોજ ત્રણ રૂપિયા ભાથું કર્યું હતું. તા. ૨ જી જુન સને ૧૮૫૫ ને દીને રાવસાહેબ પ્રાણુલાલ મથુરાદાસને અમદાવાદ અને ખેડા જીલ્લાના તથા ગ્રાહમ સાહેબને સુરત અને ભરૂચ જીલ્લાના ડિપ્યુટી ઇન્સ્પેકટરો ઠરાવ્યા. પણ ગ્રાહમ સાહેબે બિમારીનેલીધે એ કામ છોડી દેવાથી તા. ૧૩ મી ડીસેંબર સને ૧૮૫૫ ને રોજ મોહનલાલભાઇની એ કામ ઉપર રૂ. ૧૫૦ ના પગારથી પ્રોબેશનરી નેમણુક મી. હોપે કરી અને સરકારમાં લખીને સને ૧૮૫૬ ના ડીસેંબર માસની તેરમી તારીખે આ જગા ઉપર બહાલ કર્યા તેની સાથેજ એમને રાવસાહેબનો ઇલકાબ ખાસ રીતે મી. હોપે સરકારમાં લખીને અપાવ્યોછે.

એમ ગોઠવણુ થયા બાદ ડિરેકટર સાહેબે નિશાળોનો કારભાર ચલાવવાની રીતના ઇન્સ્પેકટરો તથા વિઝિટરો (ડીપ્યુટી ઈન્સ્પેકટરો) ને હુકમ લખ્યા છે. તે મધેના વિઝિટરોને જે લખ્યા છે તે અને ઈન્સ્પેકટરોને લખેલા હુકમોને ઘણું કરીને મળતા છે, માટે વિઝિટરોને લખેલા હુકુમોનો સાર આપીએ છીએ, તે ઘણું કરીને તે વખતથી તે હાલસુધી તમામ ડીપ્યુટી ઇન્સ્પેકટરોને લાગુ પડેછે, તેપ્રમાણે બરાબર અમલ કરનારા તો રાવસાહેબ મોહનલાલ જેવા ઘણાજ થોડા મળી આવશે.

૧ તમારે હાલની નિશાળોની સારી દેખરેખ રાખવી,

સઘળા લોકોને વિદ્યા શીખવાની હોંસ ઉત્પન્ન કરવી, અને નવી નિશાળો સ્થાપવી તથા તમારા વિભાગમાં બીજી ગામઠી તથા પાદરીઓની નિશાળોવિષે ખબર રાખવી અને ચોકસાઇ કરવી.

૨ એ મતલબ પાર પાડવાને તમારે જ્યાં સરકારી નિશાળ હોય ત્યાં જવું એટલુંજ નહીં પણ મોટા મોટા કસ્બા તથા બને તો નાનાં નાનાં ગામોમાં પણ જવું. તમારૂં કામ થયું એટલે તે ગામમાં તમારે રહેવું નહીં એ રીતે વરસના આઠ મહિના ફરીને ચોમાસામાં રસ્તાની હરકત ન હોય તો તમારા તાબાના બે ત્રણ શેહેરમાં રહી તમારૂં કામ કરવું. એવું કરવાથી તમે સઘળા લોકોથી વાકેફ થશો અને નિશાળોમાં પરીક્ષા કરવામાં પૂરો વખત મળશે.

૩-૪ બધી ગૂજરાતી નિશાળો તમારેજ સ્વાધીન છે. હાલમાં તમારે બોર્ડ ઓફ એજ્યુકેશનલના નિયમપ્રમાણે કામ કરવું.

૫. જેટલી નિશાળો તમારે તાબે છે તેટલી બધી વરસમાં એકવાર તો તપાસવીજ. અને બીજી વખત તમારા રસ્તામાં આવી જતી નિશાળની આખી પરીક્ષા ન થાય તોપણ એક બે વર્ગ તો તપાસવા, એથી વાર્ષિક પરીક્ષા વખત એક બે મહિના આગમચ છોકરાઓને પોપટની પેઠે ગોખવીને તૈયાર કરી રાખવાનો ચાલ છે તે નાબૂત થશે.

૬. પરીક્ષાનો રીપોર્ટ નંબર ૧૦ ના ફારમમાં લખીને દર અઠવાડિએ ઇન્સ્પેક્ટર સાહેબને મોકલવો. તેઓ પોતે તે નિશાળની પરીક્ષા કરે ત્યારે તેની સાથે મેળવીને જોયા પછી તમારો રીપોર્ટ વાર્ષિક સાથે મોકલવાસારૂ પાછો મોકલશે.

૭. પરીક્ષા કરતાં કેટલા પાઠ થયા છે તે ઉપર ધોરણ

રાખવું નહીં પણ તેટલા અભ્યાસથી છોકરાની વાંચનશક્તિ તથા વિચારશક્તિ કેટલી છે તે તપાસવું.

૮. તમારે મેહેતાજીઓની પૂરી ઓળખ કરવી, તમે ઉપરી છો, તેની સાથે તેના ગુરૂ તથા મિત્રો છો એવું તેઓ સમજે એમ વર્ત્તવું. તમે તેને ગામ જાઓ તે પરીક્ષા કરવા તથા દફતર તપાસવા જાઓછો એટલુંજ નહીં પણ મેહેતાજીને સલાહ, ઉત્તેજન, અને મદદ કરવાને જાઓછો એમ તેના સમજવામાં આવે એવી વર્ત્તણુક રાખવી. મેહેતાજીની પાસે તેની નિશાળની પરીક્ષા કરાવીને તેની હોંશિઆરી શોધી કહાડવી. તથા ગામના લોકોમાં મેહેતાજીવિષે વિચાર કેવા છે તે શોધી કહાડવું. જો તેને ઠપકો દેવાનું કારણ પડેતો નિશાળીઆ દેખતાં ન દેશો.

૯. વિદ્યાવિષે લોકોમાં હોંસ આણવાને તથા નવી નિશાળો સ્થાપવામાટે તમારે તમારા વિભાગમાં નીતિની તથા અધિકારની સત્તા મેળવવાનો યત્ન કરવો અને એ મેળવવામાટે હમેશ મેહેનત અને યુક્તિ કરવી. લોકને તમારો ભરોસો પડે તેમ કરવું. તેઓને સુજ્ઞ કરવાનોજ તમારો તથા સરકારનો હેતુ છે એવી તેમની ખાત્રી કરવી.

૧૦. વસુલાતના ખાતાના અધિકારીઓ પણ ઘણા સત્તાધારી હોયછે, તેઓ તમને ઘણી મદદ કરી શકે એવાછે, તમને મદદ કરવાને તેઓને સરકાર તરફથી હુકમ થયોછે, માટે કલેકટરસાહેબ તથા આસિસ્ટંટ કલેકટર સાહેબની સાથે તમે ઓળખાણ કરજો. થોડું કારણ હોય તોય તેની મદદ માગવી કેમ કે તેઓને રૈયત સાથે તથા દેશી અધિકારીઓ સાથે વધારે સંબંધ છે. મામલતદાર, મહાલકરી તથા તેમના હાથ નીચેના અધિકારીઓ સાથે સ્નેહભાવ રાખવો કે જેથી તેમના ઉપરી અધિકારી ત-

રફથી તમારે વિષે હુકમ આવે કે તાબડતોબ ખુશીથી તમને મદદ કરે. તેઓની તરફથી મદદ ન મળે તો તેમના ઉપરીને રીપોર્ટ કરવો. અને તેથી કામ ન સરે તો ઇન્સ્પેકટર સાહેબને લખવું.

૧૧. વસુલ ખાતાનાજ અધિકારીઓની મદદ લેવી એટલું નહીં, પણ જડજસાહેબ, આસિસ્ટંટ જડજ સાહેબ તથા પ્રીન્સિપાલ સદરઅમીન, સદરઅમીન, મુનસફ, ઇંજનેરો, રેવિન્યુસરવે ખાતાના સાહેબો, ડાકટરો વગેરે જે કોઈ સત્તાધારી હોય, તેમની પાસે મદદ માગવી.

૧૨. એજપ્રમાણે સારા સદ્‌ગૃહસ્થોવિષે પણ કરવું, કેમ કે તેમની મદદ સિવાય લોકો કબૂલ ન થાય. તમે ફરતા ફરતા જે જે ગામમાં જાઓ તે તે જગોએ એવા સદ્‌ગૃહસ્થો હોય તેમનાં નામ તમારી સ્મરણ પોથીમાં લખી રાખો અને વરસ આખરે તે યાદી તમારા દફતરમાં દાખલ કરો, કે જેથી તમારી પાછળ આવનાર અધિકારીઓને તે ઉપયોગી પડે.

૧૩. નિશાળની પરીક્ષા કરી એટલે તમારૂં કામ પુરૂં થયું એમ ન જાણશો. પણ રૈયતસાથે હળી મળી જઈ, તેમનીસાથે વાતચિત્તમાં પ્રસંગોપાત તેમનું મન તમારી ભણી વળે એમ કરવું. તેઓના છોકરાને શીખવવાનો તેઓનો ધર્મ છે તથા એથી ઘણા લાભ છે. એ તેમના મનઉપર દાખલા દલીલથી ઠસાવવું.

૧૪. ગામઠી નિશાળો, પાદરીની નિશાળો, વગેરેવિષે ખબર તથા શોધ કરવી તથા નિશાળખાતામાં રહેવાના ઉમેદવારોની પરીક્ષા કરી દર ત્રણ માસે ઇન્સ્પેકટરસાહેબને રીપોર્ટ કરવો.

૧૫. તમારી મુસાફરીમાં તમારે કોઈ મેહેતાજીના પરોણા દાખલ ન રહેવું. (દફતર રાખવા વગેરેની બીજી

બાબતો એ હુકમમાં છે. તેની મેહેતાજી વગેરેને જરૂર ન જાણીને અહીં લખી નથી.)

સરકયુલર નંબર ૧૭૩૨ તારી. ૧૭ મી માહે મે સને ૧૮૫૫.

## જનરલ ડિપાર્ટમેંટ.

નામદાર ડીરેકટરની કોર્ટના કેળવણી બાબત હુકમ નંબર ૪૯ તા. ૧૯ મી જુલે સને ૧૮૫૪ ની ૯૧ મી કલમ નીચે લખીછે. તેઉપર સઘળા સરકારી અમલદારોને ધ્યાન દેવાને ગવર્નર કૌનસિલ ફરમાવેછે.

"હિંદુસ્તાન દરેક પરગણાના સઘળા મુખ્ય અધિકારીઓને ખબર કરવી કે, આજદીનસુધી તેઓએ હિંદુસ્તાનની રૈયત સાથે સારી રીતનો સંબંધ રાખ્યોછે. તેથી અમે ઘણા ખુશી થયા છીએ. હવેથી પોતાના અધિકારની સત્તાથી કેળવણીનો ફેલાવો, તથા નિશાળના ઈન્સ્પેકટરોને જેટલી બને તેટલી મદદ કરવી એ તેમના અધિકારના કામનો મુખ્ય ઉપયોગી ભાગછે. એમ સમજવું."

ગવર્નર ઈન કૌનસિલ એવું ધારેછે કે દરેક અધિકારી કેળવણીના કામમાં સારી મદદ કરવાને શક્તિવાન છે. મુખ્યત્વે કરીને કલેકટર તથા તેમના આસિસ્ટંટોના હાથમાં ઘણીજ મદદ કરવાનું છે. સરકાર આશા રાખે છે કે નામદાર ડિરેકટર કોર્ટના ઉપલા હુકમ મુજબ સઘળા ખાતાના યુરોપિઅન તથા દેશી અધિકારીઓ હવેથી કેળવણીનો ફેલાવો, એ તેમના કામનો મુખ્ય ઉપયોગી ભાગ સમજશે. તથા એ ઉપયોગી કામને મદદ કરવામાટે અને ઉત્તેજન આપવામાટે સઘળા ઉપાયો કરી પ્રયત્ન કરશે."

આ હુકમ સઘળાજ ડીપ્યુટી ઇન્સ્પેકટરોનેમાટે છે પણ તેપ્રમાણે બોલેબોલ અમલમાં લાવવાને એવું મા-

ચાળુપણું, નમ્રતા, સાલસાઇ આદી ગુણો માણુસમાં જોઇએ. તે આ રાવસાહેબમાં જોવામાં આવેછે. એમની પરીક્ષામાં ધોરણ કરતાં છોકરાની શક્તિ તપાસવામાં ખાસ આવતું હતું, તે મેહેતાજીઓ તો શું પણ અમદાવાદ ટ્રેનિંગ કોલેજમાં શીખતા વિદ્યાર્થીઓને કાઠીઆવાડમાં વખાણ કરતા સાંભળવામાં આવ્યાછે. વળી દરેક મેહેતાજી એમ સમજે છે કે મારાઉપર રાવસાહેબની ખાસ મહેરબાની છે. એ આ સરકારના હુકમસાથે એમનાં ખાસ લક્ષણનું પરિણામ છે. અને આખા જીલ્લામાં બલકે દરેક ગામમાં એમના ઉપર હેત રાખનારા ગૃહસ્થો મળી આવશે. તેનો સ્પષ્ટ દાખલો રાંદેરના સોની રા. રૂઘનાથજી શામજી કે જેને એમની સાથે કશોજ સંબંધ કે સ્વાર્થ નહીં, એવા માણસે એમણે નોકરી છોડી તેને બીજેજ દિવસે જ્યાફત આપી તેથી સિદ્ધ થાયછે.

આ પ્રમાણે નોકરી કરતા હતા એવામાં મી. હોપના મનમાં આવ્યું કે છોકરાઓ ત્રીકોણમિતિના હિસાબ કરેછે પણ તે બજારમાં પૈસાનું શાક લેવા જાય તો પસ્તાગીઓ જેટલું આપે તેટલું લઇ આવેછે. સુરત જીલ્લાના તાલુકાની ખબર નથી તે યુરોપને અમેરિકાનાં શહેરોવિષે ગપો મારેછે, કાગળ લખતાં કે રિપોર્ટ કરતાં આવડે નહીં એવા કોલંબસ અને ચરિત્ર નિરૂપણ પડપડ વાંચી જાયછે. માટે વ્યવહાર ઉપયોગી કેળવણી આપવી. એથી લોકો વધારે હોંસથી દાખલ થશે. એવા વિચારથી સને ૧૮૫૮ માં હોપ સાહેબે એવી વાંચનમાળા તૈયાર કરવાની ગોઠવણ કરી. પોતે પોતાના કામમાં મહાખંતી હતા એ તો જગજાહેર છે. તેણે કામ પોતાની સાથે રહીને બરાબર કરી શકે એવા માણસોને

ચુંટી કહાડ્યા. અને તેની એક નવી વાંચનમાળાની યોજના કરવાસારૂ કમેટી ઠરાવી. તેમાં પ્રમુખ રાવ-સાહેબ ભોગીલાલ પ્રાણવલ્લભદાસ હતા. અને રાવસા-હેબ મોહનલાલ તથા રાવસાહેબ મહિપતરામ એ મેંબરો અને કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ, રાવસાહેબ પ્રાણ-લાલ-મથુરાદાસ અને રાવસાહેબ મયારામ શંભુનાથ ને મદદનીશ મેંબરો ઠરાવ્યા હતા. તેઓ પોતપોતાને સોં-પેલું કામ દરરોજ કરી લાવતા તે કમેટીમાં રજુ થતું અને કમેટીમાં મંજુર થયા પછી તે હોપ સાહેબની પસંદગીનેમાટે રજુ કરવામાં આવતું. એ કામસારૂ મી. હોપે ઇંગ્લાંડની અને આ દેશની સ્કૂલોમાં ચાલતી જૂદી જૂદી આઠ ઇંગ્રેજી વાંચનમાળાઓ એકઠી કરી હતી. તેમાં સીકવલ નામે ચાલતી ઈંગ્રેજી વાંચનમાળા વધારે ઉપયોગી થઇ પડી હતી. એમાંના પાઠોના આધાર ઉ-પર આપણી વાંચનમાળા તૈયાર કરવામાં આવી છે. સ-ઘલાજ મેંબરોને જૂદી જૂદી બાબતોના પાઠ તૈયાર કર-વાનું કામ સોંપ્યું હતું. તેમાં રાવસાહેબ મોહનલાલે સામાન્ય જ્ઞાનના અને અર્થશાસ્ત્ર સંબંધી પાઠો તૈયાર ક-રવા, રાવસાહેબ મહિપતરામે નીતિસંબંધી પાઠો લખવા, રાવસાહેબ પ્રાણલાલ ભાઇએ ઇતિહાસના પાઠો ઘડવા, અને રાવસાહેબ મયારામે પ્રાણી અને વનસ્પતિના લખી કહાડવા અને દલપતરામભાઇએ દાખલ કરવાજોગ ક-વિતા બનાવી આપવાનું હતું. એપ્રમાણે તૈયાર થઇ આવેલા પાઠોનો અનુક્રમ ગોઠવવાનું કામ રાવસાહેબો મોહનલાલ અને મહિપતરામને માથે હતું તેથી એઓ કરતા તેમાં ભાષાસંબંધી ખાસ ધ્યાન આપવામાં આવતું હતું અને તે સૂરત તરફ ચાલતી ભાષાજ પસંદ કરવા-માં આવી હતી. એમાં માત્ર પેહેલી ચોપડી તૈયાર ક-

૫

રતાંજ રા. સા. મહિપતરામને ત્રણ મહિના લાગ્યા હતા. એપ્રમાણે હાથનાં લખેલાં પુસ્તકો તૈયાર થયાપછી છપાવવા ઇત્યાદિનું કામ પણ રાવસાહેબ મોહનલાલને માથે નાંખવામાં આવ્યાથી આશરે છ એક માસ એ કામસારૂ મુંબાઇમાં રહી ફતેમંદી સાથે તમામ કામ પાર પાડ્યું હતું એ પછી ડીપ્યુટીઓને શિક્ષણકળા શીખવવાનું કામ ચાલ્યું હતું. એવી રીતે શિક્ષાપદ્ધતિથી વાકેફ થયલા અને તેથી અજાણ રહેલા પરીક્ષકોમાં કેટલો તફાવત પડેછે તે આ ઠેકાણે કહેવાનું અમે દુરસ્ત ધારતા નથી.

સને ૧૮૮૦ માં હિંદુસ્તાનમાં ચાલતી તમામ દેશી ભાષાની વાંચનમાળાઓની તપાસ કરવાને સીમલામાં નામદાર હિંદુસ્તાનની સરકારે કમેટી બેસાડી હતી ત્યાં દેશી ભાષાની તમામ વાંચનમાળામાં આપણી ગૂજરાતી વાંચનમાળા શ્રેષ્ઠ ઠરી છે.

ઉપલું કામ પતાવીને રાવસાહેબ પોતાના હોદ્દાનું કામ તપાસવા લાગ્યા. તેમાં સને ૧૮૯૦ ના એપ્રીલથી એક વરસને ચાર માસ સૂધી પોતાના હોદ્દા ઉપરાંત ભરૂચના ડીપ્યુટી ઇન્સ્પેકટરનું કામ પણ એમણે કર્યું. એ બધા કામની કદર જાણીને સને ૧૮૯૧ ના નવેંબર માસથી એમના પગારમાં ૨૫ રૂપીઆનો વધારો કરી ૧૫૦ ના ૧૭૫ રૂપિઆ કરી આપ્યા.

ડીપ્યુટી ઇન્સ્પેકટરના હોદ્દાનું કામ ઘાંચીના બળદની પેઠે રાત દિવસ વૈતરૂં કરવાનું છે તેમાં પણ પોતાના ફુરસદના વખતમાં વિશ્રાંતિ ન લેતાં દેશમાં જ્ઞાનની વૃદ્ધિ કરવાના હેતુથી મી. ગ્રાંટ ડફ સાહેબના મરાઠાના ઇતિહાસનું બે પુસ્તકોમાં ગુજરાતી ભાષાંતર બહાર પાડ્યું છે. વળી એશિઆખંડની ભૂગોળની સમજુતી અને ઇ-

ગ્લાંડનો સંક્ષિપ્ત ઇતિહાસ ટી. બી. કરટીસ સાહેબની ખાસ ફરમાસથી તૈયાર કરીને છપાવ્યાં છે. તેની સાથે મી. કરસનદાસ મૂળજીની ગુજરાતી ઇંગ્રેજી કોષ સુધારી વધારીને છપાવ્યો. તથા દેશી હિસાબ ભાગપેહેલો જેમાં છૂટા આંકો હોવાથી બરાબર છોકરાઓના ઉપયોગમાં આવી શકતો નહોતો તેને સુધારીને ઉપયોગી થાય એવા આકારમાં સરકારને કરી આપ્યો છે.

વળી એ ગૃહસ્થ આજ લાંબી મુદત થયાં બૂક કમેટીનું કામ કર્યાં જાયછે. તે કામ ઘણુંખરૂં રાત્રે વાળુ કર્યાં પછી નિરાંતે દિવા પાસે બેશીને તપાસી નિષ્પક્ષપાતે પોતાનો અભિપ્રાય બાંધીને કમેટીના સેક્રેટરી ઉપર પોતાનો રીપોર્ટ મોકલાવેછે. તથા વાંચનમાળાની જોડણી સંબંધી વખતે વખત સરકાર એમના વિચાર માગેછે.

આ એમના સતત ઉદ્યોગનેલીધે સરકારનો એમનાઉપર સંપૂર્ણ ભરોસો છે જેથી ઇન્સ્પેકટરનો મોટો જોખમ ભરેલો હોદ્દો દીપ્યુટી ઇન્સ્પેકટરપણામાંથી માત્ર બેજ દીપ્યુટી ઇન્સ્પેકટરો ભોગવવાને ભાગ્યવાન થયા છે. તેમાંના એક સને ૧૮૮૩ થી ચોર્યાશીસૂધી રાવબાહાદુરગોપાલજી ભાઇએ ભોગવ્યો છે કે રાવસાહેબ મોહનલાલે જૂદી જૂદી ત્રણવાર ભોગવ્યો છે તેજ. તેમાં પેહેલીવાર મી. કરટીસની ગેરહાજરીમાં સને ૧૮૬૭ના જૂન, જુલાઇ અને આગષ્ટમાં એ હોદ્દાનું કામ કર્યું હતું ત્યારપછી સને ૧૮૭૦ માં ડાકટર બુલરની ગેરહાજરીમાં એક માસને ચોવીસ દિવસ ઇન્સ્પેકટરનું કામ કર્યું હતું. ને વળી પાછું સને ૧૮૭૧ ના જાનેવારીની પેહેલી તારીખથી ફેબ્રુવારી માસની અઠાવીસમી તારીખસૂધી પણ એજ હોદ્દાઉપર કામ બજાવ્યું હતું. તેમજ એ-

મની નોકરીની કદર જાણીને નામદાર સરકાર એમના પગારમાં પણ વધારો કરતી ગઈ. સને ૧૮૭૧ થી પંચાશી-સૂધી દરમાસે રૂ. ૨૦૦) નો પગાર મળતો હતો તે તા. ૧ લી માર્ચ સને ૧૮૮૫ થી વધીને રૂ. ૨૫૦) નો થયો છે. તેથી એમને લગભગ રૂ. ૧૨૫) નું પેનસન મળેછે.

પોતાના હોદ્દાની રૂએ પોતાના તાબાના વિભાગમાં કેળવણી આપવાની પવિત્ર ફરજ પોતાના અંતઃકરણની લાગણીથી બજાવ્યા ગયાછે તેથી પોતાના ઉપરી અધિકારીઓ તથા પ્રજાને રાજી રાખતાં પોતાના ઉદ્યોગમાં કેવા સફળ થયાછે. તેનેમાટે એના ઉપરીઓ વખાણે એ તો જૂદી વાત છે.* પણ જેની સાથે એનો કશોજ

* નોકરીમાં રહ્યાપછી એમના ઇંગ્રેજ અમલદારો મુંબઈ એલ-ફીસ્ટન સ્કૂલવાળા મી. હાર્કનેસ સુરત હાઈ સ્કૂલવાળા મી. ગ્રાહમ, ઈન્સ્પેક્ટરો મી. હોપ, રીચી, રસલ, કર્ટીસ, બુલર અને જાઈલ્સ તથા ડીરેકટરો મી. અર્સકીન, હાવર્ડ, અલેકઝાંડર ગ્રાંટ, ઓનરેબલ મી. પીલ, લીવારનર, અને ચાટફીલ્ડ છે. એ બધાજ અધિકારીઓ એમનાઉપર મમતા ધરાવેછે. માત્ર ડાકટર બુલરની કેટલાએક વખતસૂધી કોઈ અદેખાઓના ભમાવ્યાથી ઇતરાજી થવાની વાત બહાર આવી હતી. પણ "નીતિની નમ્રતા આગળ ઈર્ષાનું કંઈ ચાલતું નથી." તેમ ખરી વાત સાહેબ મોસુફના જાણવામાં આવ્યાથી પાછો વધારે સારો સંબંધ જોડાયો છે. એવો કે ડાકટર બુલર પોતાને વતનથી વખતો વખત તેમનાઉપર પત્રો લખેછે. તેમજ છેલ્લા ડીરેકટર મી. ચાટફીલ્ડ સાહેબ તો એમના છૂટાપડવામાટે સૂરતથી ગએલા એક દેશીને મોઢે પોતાની દિલગીરી જણાવતાં પૂછયું હતું કે "મોહનલાલ આટલું ઉતાવળું પેન્સન એની ખુશીથી લેછે કે કેમ?" વળી હાલના ઇન્સ્પેક્ટર મી. જાઈલ્સે સને ૧૮૮૨-૮૩ ના કેળવણીખાતાના રીપોર્ટમાં લખ્યુંછે કે "રાવસાહેબ મોહનલાલ રણછોડદાસ જૂનામાં જૂના દીપ્યુટી જેની હાલ ૫૫ વરસની ઊમર છે અને જેના હવાલામાં ઘણામાં ઘણી નિશાળો છે. તોપણ તેણે પોતાનું કામ હમેશ માફક વખતસર પૂરૂં કર્યું હતું." અને એમના છૂટા પડવા બાબત મી. જા-

સંબંધ નહીં એવો સને ૧૮૭૧ ની હિંદુસ્તાનની વસ્તીની ગણત્રી કરનારો સુપ્રિન્ટેન્ડેટ જે રીપોટ કરેછે. તે ઉપરથી કેળવણીના કામમાં આ પુરૂષના ઉદ્યોગનેલીધે આ જીલ્લો કેટલો આગળ પડતો છે તે જણાઇ આવે માટે અમારા વાંચનારાઓની ખાત્રીનેસારૂ તેના રીપોર્ટના એ ભાગમાંથી સાર આપીએ છીએ.

---

ઈલ્સે સરકારમાં કરેલો રીપોર્ટ જાણવા જોગ છે માટે તેનું તાત્પર્ય અમે આપીએ છીએ;-મી. જાઈલ્સ લખેછે કે,

"૧. રાવસાહેબ મોહનલાલે ૩૮ વરસસુધી એકસરખી નોકરી કર્યા પછી ૬૦ વરસની ઉમરે તા. ૩૦ મી જુન સને ૧૮૮૮ ને રોજ કેલવણી ખાતાની નોકરી છોડીછે.

૨. મુંબાઇ ઇલાકાના ગેઝીટેડ અમલદારોની નોકરીની તવારીખ ઉપરથી માલમ પડશે કે મી. મોહનલાલ તપાસણીના કામઉપર ૩૦ વરસ કરતાં પણ વધારે મુદ્દતસુધી હતા અને એમણે ઉત્તર પ્રાંતના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરના હોદ્દાઉપર થોડી થોડી મુદ્દતસુધી ઘણીવાર કામ કર્યું હતું, અને નોકરી છોડતી વખતે સુરતના રૂ. ૨૫૦) ના પગાર ઉપર સીનીયર ડેપ્યુટી હતા.

૩. તપાસનાર અમલદાર તરીકે પોતાની નોકરી ઉપરાંત રા. સા. મોહનલાલે ઘણાં વરસસુધી સદરહુ ખાતામાં શાળોપયોગી ચોપડીઓ પુરી પાડવાના કામને લગતી અને ગુજરાત બુક કમેટીના મેમ્બરની નોકરી ઘણી સારી રીતે કરીછે.

૪. એમની લાંબી નોકરીની આખી મુદ્દતમાં રાવસાહેબ મોહનલાલે પોતાનું કામ ઉમંગ, કુશળતા અને પ્રમાણિકપણાથી કીધુંછે. જેથી સઘળા અમલદારો જેઓને એમની સાથે પ્રસંગ પડચો હતો તેઓનું માન, એમના ઉપરીઓનો ભરોસો અને હાથ નીચેના માણસોનો પ્યાર મેળવ્યોછે. જેથી એમની સરકારની નોકરી ચાલાકીથી અને પ્રમાણિકપણાથી કર્યાનો દાખલો બતાવી આપ્યોછે, જેનેમાટે ઘણા માણસો ઉમેદ રાખે.

૫. હું આશા રાખુંછું કે તમે એ નોકરી સરકારના ધ્યાનઉપર લાવી શકશો અને રાવસાહેબ મોહનલાલની ઘણી સારી નોકરીની પીછાણ તરીકે હિંદુસ્તાનની સરકાર એમના માનની ખાતર રાવબહાદુરનો કીતાબ આપવા મેહેરબાની કરે એવી ભલામણ કરશો."

સુરત જીલ્લાનું ક્ષેત્રફળ ૧૫૮૮ ચોરસ મૈલ છે તેમાં ૮૬૨ ગામોમાંથી ૮૫ ઊજડ ગામો બાદ થતાં ૭૭૭ વસ્તીવાળાં ગામો છે. તેમાં કુલ વસ્તી ૬૦૭૦૮૭ માણુસની છે. તેમાં ૫૩૪૯૩ મરદ અને ૨૦૨૯ બઇરાં મળીને કુલ્લ ૫૫૫૨૨ માણુસ વાંચી લખી શકે એવાં છે અથવા હજી ભણે છે એવાં છે. તેમાં સેંકડે ૧૭ પુરૂષ અને ૧૪ સ્ત્રી આવેછે. તેમાં સૂરત જીલ્લામાં કુલ વસ્તીના પ્રમાણમાં સેંકડે ૬૬ ભણેલા માણુસ ગણાયા છે. ખેડામાં–૯ અને અમદાવાદમાં–૧૩ ની સેંકડે સરાસરી આવેછે. એમાંથી ધર્મસંબંધી જથાના આંકડા બીન જરૂરના ધારી છોડી દીધાછે. એઉપરથી ભણુનાર અને ભણી રહેલાઓનું પ્રમાણુ ૧ સાથે ૩ થાયછે.

એ રીતે કેળવણીના કામમાં સૂરતજીલ્લો ખેડા અને અમદાવાદના કરતાં બધી રીતે ચઢીઆતો છે. ભણેલી સ્ત્રીઓની સંખ્યા ખેડા અને અમદાવાદ જીલ્લાની ભણેલી સ્ત્રીઓના સરવાળાની બમણાઈ કરતાં વધારે છે. સૂરત જીલ્લામાં ૨૦૨૯ સ્ત્રીઓ ભણેલી છે. ત્યારે ખેડા અને અમદાવાદ મળીને ૮૯૮ અને તેમાં છૂટ મૂકીએ તો સરવાળો ૯૦૦) થાયછે. સૂરતજીલ્લાના ભણેલા માણુસની સંખ્યા અમદાવાદ અને ખેડા જીલ્લાની સરાસરી કરતાં ૫૦૦૦ વધારે છે. ખેડામાં ૪૦૧૯૫ તથા અમદાવાદમાં ૬૦૨૬૮ ભણેલા માણુસ છે. તેથી એ બંનેના સરવાળાને બેએ ભાગીએ તો સરાસરી ૫૦૨૨૨ આવેછે. ત્યારે માત્ર સૂરત જીલ્લામાં ૫૫૨૨૨ ભણેલા છે. એ પ્રતાપ રાવસાહેબ મોહનલાલના પરિશ્રમનો છે.

એમનો સ્વભાવ માયાળુ અને નાના અને મોટાસાથે સમાન ભાવ રાખવાનો છે તેથી ગમે તેવો હલકો હોય, તોપણુ તેનું મન દુઃખવવાને તે ઘણીજ સંભાળ રાખેછે

તથા ઠાલા માનને તેઓ ચાહતા નથી. તેનો દાખલો એમના લખેલા કાગળ જણાઇ આવેછે એવી રીતે કે સને ૧૮૭૯ ના ફેબ્રુવારી માસની ચોથી તારીખે એક એમના હાથ નીચેના હલકા નોકરે બનાવેલા નાના પુસ્તક સાથે એમના નામનું અર્પણપત્ર જોડવાની રજા માગી. તેના જવાબમાં પોતે પોતાને સ્વહસ્તે લખ્યું છે કે, " તમે જે માન મને આપવા ઈચ્છોછો તે સ્વીકારવાને હું રાજી છું, પરંતુ મારા કરતાં કોઇ વધારે યોગ્ય પુરૂષ જેવા કે મહેરબાન ઈન્સ્પેકટર સાહેબ અગર ડીરેકટર સાહેબને એ પુસ્તક અર્પણ કર્યું હોય તો વધારે સારૂં તા. ૧૦ ફેબ્રુઆરી સને ૧૮૭૯ "

કહેવત છે કે " દુનિઆ કોઇની થઇ નથી ને થવાની નથી" રાજા રામચંદ્ર જેવા ઈશ્વરી અવતાર મનાયલા પુરૂષની નિંદા કરનાર સ્વાર્થસાધુઓ નીકળ્યા હતા. તો મોહનલાલભાઇ જેવા માણસ આગળ કોઇનો સ્વાર્થ નહિ થયો હોય તો તે નિંદા પણ કરતા હશેજ. એમને લાંચ આપવા આવેલો ઉઘાડો પડયો તે અને તેનું કુટુંબ રાવસાહેબ મોહનલાલને શું કહેતું હશે. એવા અપવાદો બાદ કરતાં સામટી રીતે જોઇએ છીએ તો રાવસાહેબ મોહનલાલને આખો સુરત જીલ્લો બલકે આખું ગુજરાત ચાહે છે, અને વખાણે છે. અને સુરત જીલ્લામાં તો એના હોદ્દાનું નામજ " મોહનલાલ " પડયું છે. ગામડાની નિશાળમાં ગમે તે પરિક્ષા લેવા આવે તોપણ મોહનલાલ કહેવાય છે એમ સર્વના મનમાં રમી રહેવું એ કંઇ નાનીસુની કિર્ત્તિ કહેવાય નહીં.

ઉપર લખ્યાપ્રમાણે સર્વનીજ એમનાઉપર સરખી પ્રીતિ હોવાથી હોદ્દો છોડયો ત્યારે ઘણા મેહેતાજીઓ ખરા અંતઃકરણથી દલગીર થયા, કેટલાકોએ મેહરબાન

ઈન્સ્પેકટર સાહેબની એમની સદાની યાદગારી રાખવા-સારૂ ફંડ કરવાની પરવાનગી માગી પણ સરકારના હુ-કમની રૂએ તે આપવામાં આવી નહીં તેથી તે બિચારા નાઈલાજ થયા કેટલાક ગામ અને કસ્બામાં તેમના ઉ-પર હેત જણાવવાસારૂ સભાઓ થઈ. તેમાં તા. ૧ લી જુલાઈએ રાંદરે કસ્બાના સર્વે વર્ગના લોકોએ સભા ભ-રીને માન આપ્યું અને કવિશ્વર દલપતરામ-ડાહ્યાભાઇએ એ સભામાં હાજર રહીને મજકુર સમારંભને વધારે દીપાવ્યો હતો. સુરતમાં પણ એમના મિત્રોએ મુબા-રકબાદી આપવાની ગોઠવણ કરી છે. અને ગૂજરાતનાં તમામ વર્તમાનપત્રોએ એમનાં એકે અવાજે વખાણી ગાયાં છે. તેમાં ગુજરાત દર્પણ, ગુજરાતી, ગુજરાત મિત્ર, દેશી મિત્ર, અને અમદાવાદ વાળું નામીચું ગુજરાત ગેઝેટ છે. એમાંથી છેલ્લાએ જે એમનાવિષે ઉત્તમ વિચાર દર્શાવ્યા છે તે અમારા વાંચનારાઓ આગળ ધરીને અમે રજા લઈએ છીએ.

"ગુજરાત ગેઝેટ" તા. ૫ મી જુલાઈ સને ૧૮૮૮.

રાવસાહેબ મોહનલાલ રણછોડદાસ ઝવેરીને અમારા વાંચનારા પૈકી કોઇકજ નહિ ઓળખતું હોય, કેળવણી ખાતાની તેમણે ઉત્તમ પ્રકારે, પૂર્ણ વફાદારીથી લાંબી મુદતસુધી જે સેવા બજાવી છે, તે નામદાર સરકારને ભૂષણદાયક અને પ્રજા વર્ગને આભારી બનાવનારી છે. ગૂર્જર પ્રજામાં જ્ઞાનનો પ્રસાર કરવામાટે તેઓ અતિ ઉત્કંઠાથી સદા યત્નવાન રહેતા આવ્યા છે. વહેમ દૂર કરી ગૂર્જર પ્રજાને ઘર સંસારે સુખી બનાવવામાટે પણ તેમણે યથા પ્રયત્ન કરી પોતાના સુશિક્ષીતપણાને વધારે દીપાવ્યું છે. સુધારાના સાથી તરીકે, મરહુમ કરસન-દાસ મૂળજી. મરહુમ ગંગાદાસ કીશોરદાસ અને રાવ-

સાહેબ મહીપતરામ રૂપરામની સાથે તેઓ હોંસથી ઘુમ્યા હતા. અને એક વેળાએ સ્વદેશ સુધારાનો ડંકો વજાડ્યો હતો. સત્ય સુધારાનેમાટે તેઓ તન, મન, અને ધનની ખુવારી ખમવે પણ પાછા હઠ્યા નથી. ઉછંકળ સુધારાને તેઓ અંતઃકરણથી ધિક્કારે છે, અને તેમાટે તેમની અમે જેટલી પ્રસંસા કરીએ તેટલી થોડી છે. આજના કેટલાક છકેલા ઇંગ્રેજી શીખેલા ફાંકડા તરૂણોના ગેરવર્તનને તેઓ વખતો વખત ચિત્તાદર્શક સુબોધ આપી દૂર કરતા જણાય છે. મુંબાઇની બુદ્ધિવર્ધક સભાના તેઓ હિતસ્વી સ્તંભ હતા. તેઓ જેમ સત્ય સુધારાના અગ્રણી ગણાયા છે તેમ જુના વિચારના લોકોમાં યોગ્ય સુધારણા થવામાટે તેઓ બહુ કાળજી અને ખંત ધરાવેછે. સુરત જીલ્લાના ડીપ્યુટી-એજયુકેશનલ-ઈન્સ્પેકટરનો માનદાયક હોદ્દો લાંબી મુદતસુધી ભોગવી તેમણે જે લોક પ્રીયતા મેળવી છે. તેવી બીજાઓ ભાગ્યેજ મેળવશે. તેમના સંબંધમાં આટલું લખવાનો અમોને અત્યારે પ્રસંગ મળ્યો તેથી અમે અત્યાનંદ પામ્યાવિના રહેતા નથી. તેઓ હાલ પોતાના હોદ્દા ઉપરથી રીટાયર થયા છે. અને નામદાર સરકારે તેમની યોગ્યતાની કદર પીછાણી લાયક પેનશન આપ્યું છે. નામદાર સરકારે તેમને રાવબહાદુરનો ખેતાબ નવાજવા માંડ્યો, પરંતુ રાવસાહેબે પોતાના ઉદાર દિલને અનુસરીને આભારસાથે જણાવ્યું કે ખેતાબની મને કશી અગત્ય નથી. અને નામદાર સરકાર મારાવિષે સારા વિચાર ધરાવેછે તેથી હું આભાર—આનંદપ્રદર્શિત કરૂં છું? કેળવણીખાતાને લગતાં અગત્યનાં પુસ્તકો પ્રગટ કરવાને માનવંત હોપ સાહેબને ઘણી ખરી મદદ રાવસાહેબ મોહનલાલે આપેલી હતી. વાચનમાળા તૈયાર કરવામાં પણ તેઓજ

સામેલ હતા. મરાઠાનો ઇતિહાસ, એશિઆખંડનું વ-
ર્ણન અને ઇંગ્લાંડનો ઇતિહાસ વગેરે ગ્રંથો તેમણે બના-
વ્યા છે. ગૂર્જર ભાષાના સાહિત્યની શ્રી વૃદ્ધિ નિહાળ-
વાને તથા તેને બનતું ઊત્તેજન આપવાને તેઓ સદા
ઉત્સુક રહેછે. રાવસાહેબ મોહનલાલ દયાળુ, નમ્ર, વિ-
વેકી, ને વિચારવંત છે. તેમનું જ્ઞાન ભંડોળ અપ્રતિમ
મનાયું છે, તેમનો અનુભવ કેળવણી ખાતાને લાભદાયક
નીવડયો છે. તેમનું બુદ્ધિ કૌશલ્ય આશ્ચર્યજનક આ-
નંદદાયક, અને અત્યુત્તમ છે. રાવસાહેબ મોહનલાલે
હાલ જોકે, કેળવણીખાતા સાથનો સંબંધ છોડયો છે
તથાપિ સ્વદેશ સુધારણા કરવાનો તેમનો મનોદય સદા
સતેજજ રહેવાનો. રાવસાહેબ મોહનલાલે જે સ્વદેશ
સેવા બજાવી છે તે અપૂર્વ હોવાથી અમે તેમને ધન્ય-
વાદ આપીએ છીએ, અને, અંતઃકરણની લાગણીસાથે
કહીએ છીએ કે, તેઓએ પોતાનું જીવન સફળ કર્યું છે.
તેઓ સદા સુખ શાંતિ ભોગવો, અને જીવન પુરૂં થતા-
સુધી ગૂર્જર પ્રજાને પોતાના તરફનો લાભ આપતા રહો,
એજ અમારી પ્રભુપ્રત્યે પ્રાર્થના છે.”

અમે પણ અંતઃકરણપૂર્વક આ લખનારસાથે એક
મળતા થઈ ઇશ્વરપ્રાર્થના કરીએ છીએ કે, રાવસાહેબ
મોહનલાલ હવે પોતાનો ફુરસદનો કાળ સ્વદેશ સેવા
અને ઈશ્વરભક્તિમાં નિર્ગમન કરતાં દીર્ઘાયુ થાઓ. અ-
મારી આ પ્રાર્થના મહાન પ્રભૂ સ્વીકારો અને સફળ
કરો. તથાસ્તુ.

## દોહરો.

સત્યનીતિ આ જગતમાં, તારક નૌકારૂપ.
પવિત્ર મન પ્રસંનથી, દે આનંદ અનૂપ.

## સમાપ્ત.

# પ્રભુ પ્રાર્થના.



( વસંતતિલકા છંદ. )

હે વિશ્વપાલક નમુ નમુ તૂજને હું
હેતે કરી ભુપ અમૂલ અશીષ દેતું
જે છે પવિત્ર સઘળે નહીં કાંઈ ખામી
પીતાંબરા ભગવતો સતતં નમામી.

( છપ્પો. )

રાજ્ય કેશરેહિંદ મોટ મોટાઇ ન માણી
વરશ વીસ અઢાર હવે ખાતામાં આણી
સાહ્ય કરો મહારાજ નર પરકાજે બળીઓ
હે દેવાધી દેવ લાભ લાખેણો મળીઓ
બહુ રંકને લાડલડાવિઆ લલનાએ શુ કહું કથી
પ્રથમ અક્ષય આદી પદના એ નર જીવો સર્વથી.

( દોહરો. )

એ નર જીવો સરવથી શું કહું વારંવાર,
સત સંવતસર આપજો આયુષ વાર હજાર.

## ( તોટક છંદ. )

અપરાધ થયો તુજ સાથ કઇ
કર માફ પ્રભુ કર શીશ દઇ
કરૂણા કર રે તું દયાળ ધણી
પ્રેમ શંકર કંકર જાય બણી.

## હરિગીત છંદ.

### રાવસાહેબ મોહનલાલ ભાઈવિષે.

ભડનર નિવાસી ભરૂચના જેવણિક બહુ વિખ્યાત છે,
ગુણવંત જ્ઞાતી મોઢની, જેનું વતન ગુજરાત છે;
તેમાં થયા કુળદીપરૂપ અનુપ રૂપે હાલ છે,
રણછોડદાસ તણા તનુજ મતિમંત મોહનલાલ છે. ૧

ગુજરાતિ ઇગ્લીશ ફારશી ગિર્વાણ વાણી પણ ભણ્યા,
વિદ્વાન મંડળ સૌ મલી વિદ્વાન મંડળમાં ગણ્યા;
વસુધાવિષે વખણાય એવી ચોખ્ખી જેની ચાલછે.—રણછોડ. ૨

સરકારે સારી નોકરી કરિ માન સારૂં મેલવ્યું,
વિધાતણી વૃદ્ધી થવા ભલિ ભાત મનને ભેલવ્યું;
કરવા હમેશ સ્વદેશનું હિત ખૂબ મનમાં ખ્યાલછે.—રણછોડ. ૩

મન જેહનું માયાળુછે સૌ સાથ જેને સ્નેહછે,
ગંભીર દિલદરિયાવસમ કહિએજ તેવા તેહછે;
નહી પક્ષપાતની વાત જેને દીન ઉપર દયાળછે.—રણછોડદાસ. ૪

થઇ બુદ્ધિવર્ધકના સભાસદ ભાષણો શુભ ભાખિયાં,
જેવાં કર્યાં શુભ ભાષણો તેવાં સુલક્ષણ રાખિયાં;
મનમાં સહુથી મિત્રતાઇ પવિત્રતા પ્રતિપાળછે.—રણછોડ. ૫

તનમન ધને કરવો સુધારો અધિક ઇચ્છે સર્વથી,
ઉછાંછળાની રીત ને તો ચિત્તમાં ચાહાતા નથી;
અતડા પડી ન જવાય એવી સર્વદા સંભાળછે.—રણછોડ. ૬

ઇશ્વર સમીપે અરજ કરીને માગીએ એવું અહો,
આ રાવસાહેબ રાત્રિ દિવસે સર્વકાળ સુખી રહો;
આભાર એનો અમ ઉપર આ વિશ્વમાંહી વિશાળછે.-રણ૦ ૭
ભવમાં નહી ભૂલાય જેની કીર્ત્તિ સારા કામની,
રાજી રહે જગરાય આષિશ એજ દલપત રામની;
વિદ્વાન ઉપર વિશેષ જેના જીવમાંહિ વહાલછે,
રણછોડદાસ તણા તનુજ મતિમંત મોહનલાલછે. ૮

## મનહર છંદ.

દૂધ દહીં ઘી મધને પંચામૃત કહે પંચ,
અમૃતની અલ્પ કાંઇ એહમાં મીઠાઈ છે;
ધરણીમાં ધેનુઓને કરે કામ ધેનુ ભલે,
સાચી કામ ધેનુ સુરલોકની ગણાઇછે;
ભલા ભલા ભટનર ભૂતળમાં ભલે થયા,
એક એકથી અધિક ભાસતી ભલાઇ છે;
સુરત જીલ્લામાં વિદ્યાખાતામાં વખાણિયે તો,
જનમન મોહન મોહનલાલ ભાઇ છે. ૧

## દોહરો.

ઉંચા કુળમાં અવતર્યા પામ્યા પદવી ઉંચ,
લાયક મોહનલાલ ને ભટનરવાસિ ભરૂચ. ૧

# અગાઉથી આશ્રય આપનારાઓનાં નામો.



| નામો. | પ્રત. |
|---|---|
| હીઝ હાઈનેસ માહારાણા-શ્રી નારણ દેવજી. | ૪૨ |
| શ્રીમંત મહારાણા શ્રી કુમાર શ્રી બળદેવજી. | ૧૦ |
| રા. રા. નગીનદાસ નરભેરામ. | ૨૦ |
| ,, મે. જીવણજી લલ્લુભાઈ. | ૮ |
| ,, ,, નાગરજી પ્રાગજી. | ૭ |
| ,, ,, ડાહ્યાભાઇ અંબારામ. | ૫ |
| ,, ,, મોહનભાઈ હરીભાઈ. | ૫ |
| શેઠ માણકજી રતનજી. | ૫ |
| રા. રા. રણછોડજી લાલભાઇ. | ૫ |
| ,, પુરૂષોત્તમ ખુશાલભાઇ. | ૫ |
| ,, હરકીશનદાસ પ્રાણજીવનદાસ. | ૫ |
| ,, મોહનભાઇ લાલભાઇ. | ૪ |
| ,, પ્રાણજીવન તુલજારામ. | ૪ |
| ,, મોહનભાઈ મોટાભાઇ. | ૪ |
| ,, પરમાનંદ ઇચ્છારામ. | ૪ |
| ,, હરીભાઇ નાનાભાઇ. | ૪ |
| ,, જીવણરામ દુલભરામ. | ૩ |
| શેઠ કાવસ જમશજી પાડીઆ. | ૩ |
| રા. રા. હરગોવનદાસ રાજારામ. | ૨ |
| ,, કરૂણારામ હરીભાઇ. | ૨ |
| ,, પ્રાનજીવનદાસ આતમારામ. | ૨ |
| ,, ગુલાબભાઇ મોટાભાઈ. | ૨ |
| ,, ગુલાબભાઇ ગોવીંદજી. | ૨ |
| ,, ગોપાલજી વલભભાઇ. | ૨ |

| નામો. | પ્રત. |
|---|---|
| રા. રા. કસનજી મોહનભાઇ. | ૨ |
| ,, હરગોવનદાસ દુલભરામ. | ૨ |
| શેઠ રહેમતુલા ડોસાભીઆ. | ૨ |
| ,, પરાગજી હરીભાઇ. | ૨ |
| ,, હરીપ્રસાદ હરગોવીંદ. | ૨ |
| ,, ધરમદાસ માણેકલાલ. | ૨ |
| રા. રા. વંદ્રાવનદાસ તુલશીદાસ. | ૨ |
| ,, નારણજી મોરારજી. | ૨ |
| ,, પ્રભુરામ લક્ષ્મીરામ. | ૨ |
| ,, ભીમભાઇ ફકીરભાઇ. | ૨ |
| ,, પ્રેમશંકર કૃષ્ણારામ. | ૨ |
| ,, છગનલાલ કેવળરામ. | ૨ |
| રા. રા. મોરાર હીરા. | ૨ |
| શેઠ પેસ્તનજી ફકીરજી. | ૨ |
| ,, એદલજી દાદાભાઈ. | ૨ |
| ,, જમશેદજી ફરામજી રબાડી. | ૨ |
| રા. રા. દયાશંકર જગનેશ્વર. | ૨ |
| ,, મંછુભાઇ દુલભભાઇ. | ૨ |
| ,, અભેરામ ડાહ્યાભાઇ. | ૨ |
| ,, હીરાચંદ નાનાભાઈ. | ૨ |
| ,, જનીઆદીતરામ લીલાધર. | ૨ |
| ,, લક્ષ્મીશંકર જટાશંકર. | ૨ |
| ,, આતમારામ અંબારામ. | ૨ |
| ,, ત્રીભોવનદાસ જમનાદાસ. | ૧ |
| ,, લલુભાઇ પ્રાણજીવનદાસ. | ૧ |
| ,, તુલજારામ કેવળરામ. | ૧ |
| મોબેદ મેહેરવાનજી ફરામજી. | ૧ |
| રા. રા. ત્રીભોવનદાસ ગોપાલદાસ. | ૧ |

| નામો. | પ્રત. |
|---|---|
| રા.રા.ત્રીભોવનદાસ મકનદાસ. | ૧ |
| ,, રામશંકર કરૂણાશંકર. | ૧ |
| ,, છગનલાલ ઊત્તમરામ. | ૧ |
| ,, ભગવાનદાસ ગોકળદાસ. | ૧ |
| ,, કેસરીસિંહ સરદારસિંહ. | ૧ |
| ,, ગોવનજી કુબેરભાઇ. | ૧ |
| ,, વસનજી ભીખાભાઇ. | ૧ |
| ,, નીછાભાઇ રણછોડજી. | ૧ |
| ,, લાલભાઇ રણછોડજી. | ૧ |
| ,, ગોવિંદરામ રાજારામ. | ૧ |
| ,, કાવસજી બરજોરજી. | ૧ |
| ,, રણછોડ પ્રેમા. | ૧ |
| ,, ગુલાબદાસ પરસોતમ. | ૧ |
| ,, દામોદરદાસ કાશીદાસ. | ૧ |
| ,, લલુભાઈ દયાળચંદ. | ૧ |
| ,, નરોતમ ગીરજાશંકર. | ૧ |
| ,, જમનાદાસ રંગીલદાસ. | ૧ |
| ,, દલપતરામ મોરારજી. | ૧ |
| ,, દેવશંકર દલપતરામ. | ૧ |
| ,, હરીભાઇ રામજી. | ૧ |
| રા. રા. લાલભાઇ લલુભાઈ. | ૧ |
| ,, દેશાઈ ડાહ્યા રણછોડ. | ૧ |
| ,, નાગર કલ્યાણજી પો.પ. | ૧ |
| ,, ભીખાભાઈ ભગવાનજી. | ૧ |
| ,, ભીખા ભગવાન. | ૧ |
| ,, અંબારામ રણછોડ મે. | ૧ |
| ,, નાગરજી વસનજી. | ૧ |
| ,, બુલાભાઇ હરીભાઇ. | ૧ |
| ,, નીછાભાઈ હરીભાઇ. | ૧ |
| ,, ભગવાન વસન. | ૧ |
| ,, અણુભાઇ કલ્યાણજી. | ૧ |
| ,, ફકીર દાજી. | ૧ |

| નામો. | પ્રત. |
|---|---|
| રા. રા. ધનજી ભુલા. | ૧ |
| ,, વસનજી નાનાભાઇ. | ૧ |
| ,, રામભાઈ વસનજી મે. | ૧ |
| ,, લલુભાઇ વસનજી. | ૧ |
| ,, જગન ભૂલા. | ૧ |
| ,, દેશાઇ બાવા માનજી. | ૧ |
| ,, ભગવાન વિશ્વનાથ. | ૧ |
| ,, રણછોડદાસ પ્રાણજીવનદાસ. | ૧ |
| ,, નરોતમભાઈ ફકીરભાઇ. | ૧ |
| ,, વસનજી નથુભાઈ. | ૧ |
| ,, રઘનાથજી બાવાભાઇ. | ૧ |
| ,, મંછારામ દયારામ. | ૧ |
| ,, ડાહ્યાભાઇ અણુભાઇ. | ૧ |
| રા. સા. મયારામ શંભુનાથ. | ૧ |
| રા. રા. મે. પ્રાણશંકર મૂળજી. | ૧ |
| ,, મે. કૃષ્ણારામ ગૌરીશંકર. | ૧ |
| ,, શીવલાલ ભીખારીદાસ. | ૧ |
| ,, રતના દીપાજી. | ૧ |
| ,, ભગા ગોપાળ. | ૧ |
| ,, નરોતમ ભુદર. | ૧ |
| ,, ડાહ્યાભાઇ જીવણ. | ૧ |
| ,, ડાહ્યાભાઇ અંબારામ. | ૧ |
| ,, ઊકાભાઈ મકન. | ૧ |
| રા. રા. દુલભ લખમીદાસ. | ૧ |
| ,, દામોદર નારાયણ. | ૧ |
| ,, રણછોડજી મોરારજી. | ૧ |
| ,, ગોપાલજી વસનજી. | ૧ |
| ,, કરસનજી નાગરજી. | ૧ |
| ,, પ્રભાશંકર મયાશંકર. | ૧ |
| ,, આનંદરામ દયાશંકર. | ૧ |
| ,, રણછોડજી ગોવિંદજી. | ૧ |

| નામો. | પ્રત. | નામો. | પ્રત. |
|---|---|---|---|
| રા.રા. નરભેરામ ઊમીયાશંકર. | ૧ | રા. રા. રંગીલદાસ વાલુભાઇ. | ૧ |
| ,, આતમારામ કાશીરામ. | ૧ | ,, ડાહ્યાભાઇ ભૂલાભાઇ. | ૧ |
| ,, મોહનભાઇ દયાળજી. | ૧ | ,, લક્ષ્મીશંકર ભાઇશંકર. | ૧ |
| ,, બ. સાહેબ પી. સાહેબ કા. | ૧ | ,, પરવતસિંગ જેસિંગ. | ૧ |
| ,, દયાળજી પરાગજી. | ૧ | ,, ભીખાઇ ભૂલાભાઇ. | ૧ |
| ,, કેશવરામ પ્રેમશંકર. | ૧ | ,, ફકીરભાઇ વનમાળી. | ૧ |
| ,, ભીમભાઈ સીવભાઇ. | ૧ | ,, નાગરજી કલ્યાણજી. | ૧ |
| ,, વીજભુખણદાસ જગન્નાથ. | ૧ | ,, કલ્યાણજી ખંડુભાઇ. | ૧ |
| ,, મકનજી અખુભાઇ. | ૧ | ,, દયાળજી વસનજી. | ૧ |
| ,, વિષ્ણુરામ ઊતમરામ. | ૧ | ,, જીવણ બાબર. | ૧ |
| ,, દયાળજી નારણજી. | ૧ | ,, કાબરીઓ ઠગીઓ. | ૧ |
| ,, રાજારામ પ્રાણજીવન. | ૧ | ,, ગાંગજી કલીઓ. | ૧ |
| ,, નાગરજી જગાભાઈ. | ૧ | ,, જમસી નથુ. | ૧ |
| ,, મણીશંકર કલ્યાણજી મે. | ૧ | ,, ઊસ્માન ગુલામરસુલ. | ૧ |
| ,, હરીભાઈ કલ્યાણજી. | ૧ | ,, હરીશંકર ત્રંબકરામ. | ૧ |
| ,, કસનજી રતનજી. | ૧ | ,, દુલજી લાછણીઆ. | ૧ |
| શેઠ. જીવણજી જમશેદજી. | ૧ | ,, હોરમજજી બરજોરજી. | ૧ |
| ,, શોરાબજી રૂસ્તમજી. | ૧ | ,, હીરાભાઇ ફકીરભાઇ. | ૧ |
| રા. રા. આતમારામ નંદરામ. | ૧ | ,, પ્રભાશંકર કૃષ્ણારામ. | ૧ |
| ,, મકનજી ખુશાલભાઇ મે. | ૧ | ,, દયાશંકર જીવાજી. | ૧ |
| ,, મહમદમીઆ બાપુમીઆ. | ૧ | ,, રણછોડજી ભગવાનજી. | ૧ |
| ,, આણંદરાવ પાંડુરંગ. | ૧ | ,, હરગોવન ગોપાળજી. | ૧ |
| શેઠ. ફકીરજી હીરજી. | ૧ | ,, કાળાભાઇ માણેકલાલ. | ૧ |
| ,, કાવશજી પેસ્તનજી. | ૧ | ,, બાજીઓ ખુરકો. | ૧ |
| ,, હોરમજજી જમશેદજી. | ૧ | ,, બરજોરજી નાનાભાઈ. | ૧ |
| ,, હરગોવિંદ આણંદરામ મે. | ૧ | ,, | ૧ |
| ,, નરભેરામ હીરાલાલ. | ૧ | ,, રણછોડજી ગુલાબભાઇ. | ૧ |
| રા.રા. મોતીરામ આતમારામ. | ૧ | " ત્રીકમદાસ મૂળચંદ. | ૧ |
| ,, વજેરામ શીવશંકર. | ૧ | ,, નરભેરામ નરોતમ. | ૧ |
| ,, મંછારામ કાશીરામ. | ૧ | ,, ગજાનંદ મંછારામ. | ૧ |
| ,, જેઠાલાલ પુરૂષોત્તમ મે. | ૧ | ,, કુંવરજી ગાંડાભાઇ. | ૧ |
| ,, જેશંકર ગવરીશંકર. | ૧ | ,, ભવાનીશંકર આમાથજી. | ૧ |

| નામો. | પ્રત. |
|---|---|
| રા.રા. હરીપ્રસાદ મંછારામ. | ૧ |
| ,, હરગોવિંદ કસન. | ૧ |
| ,, મયાશંકર ગણપતરામ. | ૧ |
| ,, વજેરામ વિશ્વનાથ. | ૧ |
| ,, ગીરજાશંકર હરગોવિંદ. | ૧ |
| ,, નરભેશંકર ચંદ્રશંકર. | ૧ |
| ,, ડાહ્યાભાઇ નારણદાસ. | ૧ |
| ,, ગીરજાશંકર હરીનારાયણ. | ૧ |
| ,, પ્રેમશંકર મયાશંકર. | ૧ |
| ,, હરીપ્રસાદ કૃષ્ણારામ. | ૧ |
| ,, ઇચ્છારામ દેવશંકર. | ૧ |
| ,, તુળજારામ મયાશંકર. | ૧ |
| ,, નારણજી ગોપાલજી. | ૧ |
| ,, વસનજી જીવણજી. | ૧ |
| ,, નીછાબાઇ કેસુરજી. | ૧ |
| ', નારાણજી મોરારજી. | ૧ |
| ,, દુલભભાઇ ગોવિંદજી. | ૧ |
| ,, મકનજી ડાહ્યાભાઈ. | ૧ |
| ,, હરજીવન શીવદાસ. | ૧ |
| ,, હરીભાઇ દેવા. | ૧ |
| ,,ગોપાળદાસરામ કૃષ્ણદાસ. | ૧ |
| શેઠ મેહેરવાનજી રતનજી. | ૧ |
| ,, કુંવરજી બરજોદજી. | ૧ |
| રા.રા. મગનચંદ મોતીચંદ. | ૧ |
| ,, મે. જયાનંદ જગનેશ્વર. | ૧ |
| શેઠ બમનજી અસ્પદીઆરજી ફરામજી રબાડીયા. | ૧ |
| રા.રા. મે. નરોતમદાસ આત. | ૧ |
| ,, ખુશાલ ભીખાભાઇ. | ૧ |
| ,, મોરાર રતનજી. | ૧ |
| ,, દયાશંકર ગીરજાશંકર. | ૧ |
| શેઠ પીરોજશા મંચેરજી. | ૧ |

| નામો. | પ્રત. |
|---|---|
| રા.રા. અમાળારામ. | ૧ |
| શેઠ. બરજોદજી હોરમજદજી. | ૧ |
| રા. રા. પરભુ મકન. | ૧ |
| ,, મે. લક્ષ્મીનારાયણ ઘેલા. | ૧ |
| ,, રવીશંકર કરૂણાશંકર. | ૧ |
| ,, રાયચંદ ભાણાજી. | ૧ |
| ,, રતનજી જાદવ. | ૧ |
| ,, દલપતરામ વિષ્ણુરામ. | ૧ |
| ,, ભીમભાઇ લાલભાઇ. | ૧ |
| ,, દલપતરામ વલભરામ. | ૧ |
| ,, નાગરભાઇ કુંવરજી. | ૧ |
| ,, દાજીભાઈ વસનજી. | ૧ |
| ,, લાલભાઈ અંબાભાઈ. | ૧ |
| ,, ઇચ્છા વસન. | ૧ |
| ,, હરીભાઈ દલપતરામ. | ૧ |
| ,, ઇચ્છારામ જગજીવનદાસ. | ૧ |
| ,, પ્રાણજીવનદાસ આતમારામ. | ૧ |
| ,, દુલભભાઇ નાગરજી. | ૧ |
| ,, હરકીસનદાસ હરીભાઈ. | ૧ |
| ,, જગન્નાથ ભીખાભાઇ. | ૧ |
| ,, ગણપતરાવ ગોવિંદરાવ. | ૧ |
| ,, ભીમભાઈ ખંડુભાઇ. | ૧ |
| ,, નરભેરામ આણંદરામ. | ૧ |
| ,, હરીભાઈ રણછોડજી. | ૧ |
| ,, રતનજી હરીભાઇ. | ૧ |
| ,, શ્રીમંત કુંવરશ્રી વીજેદેવજી માહેવ દેવજી. | ૧ |
| ,, શ્રીમંત કુંવરશ્રી પરભાત દેવજી નારણ દેવજી. | ૧ |
| રા. રા. શંકરજી ખુશાલભાઈ. | ૧ |
| ,, ઘેલાભાઇ દુલભરામ. | ૧ |

| નામો. | પ્રત. | નામો. | પ્રત. |
|---|---|---|---|
| રા. રા. ભીમભાઇ ઝીણાભાઈ. | ૧ | રા. રા. પરાગજી ભગવાનભાઇ. | ૧ |
| ,, મોહનભાઇ લલુભાઈ. | ૧ | ,, કીકાભાઇ પ્રાગજી. | ૧ |
| ,, ભાણાભાઈ કલ્યાનજી. | ૧ | ,, ફકીરશંકર રામશંકર મે. | ૧ |
| ,, કૃષ્ણારાવ ગણેશ. | ૧ | ,, ત્રીભોવનદાસ છગનલાલ. | ૧ |
| ,, હરકીશનદાસ નરોતમદાસ. | ૧ | ,, દયાશંકર ગૌવરીશંકર. | ૧ |
| શેઠ. પેસ્તનજી પાહાલણજી. | ૧ | ,, મનસુખરામ જીવાભાઇ. | ૧ |
| ,, માણેકજી રૂશતમજી. | ૧ | ,, દલપતરામ ગોવિંદજી. | ૧ |
| રા. રા. મે. માણેકલાલ વલભરામ. | ૧ | ,, નારણ ભીખા મેહેતાજી. | ૧ |
| શેઠ. રૂસ્તમજી પેસ્તનજી. | ૧ | ,, મોરારજી મોહનભાઇ. | ૧ |
| ,, હોરમજજી કાવસજી. | ૧ | ,, ત્રીકમરામ માધવરામ. | ૧ |
| ,, પેસ્તનજી ફકેરજી. | ૧ | રા. રા. અમુલકરાય ત્રીકમરાય. | ૧ |
| ,, મેહેરવાનજી ફકેરજી. | ૧ | ,, મૂળજી ગોવીંદરામ. | ૧ |
| ,, નશરવાનજી ફકેરજી. | ૧ | ,, નારણભાઈ કાળીદાસ. | ૧ |
| ,, એજનજી ધનજીભાઇ. | ૧ | ,, કસનજી મોહનભાઈ. | ૧ |
| ,, રતનજી પેસ્તનજી. | ૧ | ,, નાગરજી રતનજી. | ૧ |
| ,, ડોસાભાઇ જીવાજી. | ૧ | ,, ડાહ્યાભાઈ અંબાભાઇ. | ૧ |
| ,, ભૂલાભાઇ નાગરજી. | ૧ | ,, ઊમીઆશંકર ભવાનીશંકર. | ૧ |
| ,, પરભુભાઈ ડાહ્યાભાઈ. | ૧ | ,, વજેરામ પ્રભાશંકર. મા. | ૧ |
| ,, ખંડુભાઈ લાલભાઈ. | ૧ | ,, હરીભાઇ સુપડીઆ. | ૧ |
| ,, ગણપતરામ જદુરામ. | ૧ | ,, ઊમેદરાય દેવ નારાયણ. | ૧ |
| ,, ડાહ્યાભાઇ લાલભાઈ. | ૧ | ,, વનમાળીદાસ પ્રાણજીવન. | ૧ |
| ,, દુલભરામ મયારામ. | ૧ | ,, ઊમેદરાય કાશીરામ. | ૧ |
| ,, ફકીરભાઇ દુલભભાઈ. | ૧ | ,, મંછારામ ભૂલા. | ૧ |
| ,, મોહનભાઈ લાલભાઇ. | ૧ | ,, શેખકરીમ શેખસરવર. | ૧ |
| ,, વલભ મકન. | ૧ | ,, મનસુખરામ આણંદરામ. | ૧ |
| ,, અંબાભાઇ પરાગજી. | ૧ | ,, પ્રાણજીવનદાસ ભૂષણદાસ. | ૧ |
| ,, પુરૂષોતમ નગેશ્વર. | ૧ | ,, પરષોતમ ફકીરભાઈ. | ૧ |
| ,, દેવા રતનજી. | ૧ | ,, અંબાલાલ ઘેલાભાઇ. | ૧ |
| ,, ઈચ્છારામ દયારામ મે. | ૧ | ,, ગીરધરલાલ ભૂખણદાસ. | ૧ |
| ,, અમરા નારણજી. | ૧ | ,, નાગરજી હરીભાઈ. | ૧ |
| ,, ગુલાબભાઇ ડાહ્યાભાઇ. | ૧ | ,, પરષોતમ ગોપાળ. | ૧ |
| ,, હરીનારાયણ તુલજારામ. | ૧ | ,, રવેજી મલાર. | ૧ |

| નામો. | પ્રત. |
|---|---|
| શેઠ. સોરાબજી રૂસ્તમજી ફટા. | ૧ |
| ,, શોરાબજી હોરમજજી બે. | ૧ |
| રા.રા. મે. ડાહ્યાભાઈ દયાળદાસ. | ૧ |
| ,, ઘેલાભાઇ નથુભાઈ. | ૧ |
| શેઠ. માણેકજી શોરાબજી દલાલ. | ૧ |
| રા. રા. કસન રામજી. | ૧ |
| ,, બાવાભાઈ હરીભાઇ. | ૧ |
| ,, દાજીભાઇ જીવણજી. | ૧ |
| ,, મલેક પોરના મુનશી. | ૧ |
| ,, વજેરામ પ્રાણશંકર. | ૧ |
| ,, ગોપાળ દયાળ. | ૧ |
| ,, ભીમભાઇ મોરાર. | ૧ |
| રા.રા. હરીભાઈ રણછોડ. | ૧ |
| ,, ગણપતરામ મયાશંકર. | ૧ |
| ,, છગનલાલ મંછારામ. | ૧ |
| ,, રવીશંકર લક્ષ્મીશંકર. | ૧ |
| ,, મોહનભાઈ દયાળજી. | ૧ |
| ,, મૂળશંકર જોગીભાઈ. | ૧ |
| ,, નાથીઆ હોલીઆ. | ૧ |
| ,, સેવકરામ વજેરામ. | ૧ |
| શેઠ. નવરોજજી નાનાભાઈ. | ૧ |
| સુરત નંબર. ૨ ની નિશાળ. | ૧ |
| રા.રા. મા. ગુલાબદાસ દયારામ. | ૧ |
| ,, હરકીશનદાસ નવલરામ. | ૧ |
| ,, ત્રીભોવનદાસ જીવણરામ. | ૧ |
| ,, નારાણજી કસનજી. | ૧ |
| ,, નાનાભાઇ ધરમદાસ. | ૧ |
| ,, હરગોવનદાસ દયારામ. | ૧ |
| ,, દોલતરામ કાશીરામ. | ૧ |
| ,, ત્રીભોવનદાસ જગન્નાથ. | ૧ |
| ,, કાળીદાસ દામોદરદાસ. | ૧ |
| ,, મોતીલાલ દુલભરામ. | ૧ |

| નામો. | પ્રત. |
|---|---|
| રા. રા. મણીશંકર વિશ્વનાથ. | ૧ |
| ,, ડાહ્યાભાઇ નથુભાઇ. | ૧ |
| ,, મગનલાલ ક્રીરપાશંકર. | ૧ |
| ,, ચુનીલાલ વીજભુખણદાસ. | ૧ |
| ,, નંદલાલ ઊતમરામ. | ૧ |
| ,, દયાશંકર સુતરીઆ. | ૧ |
| શેઠ. મંચેરશા પાલણજી મા. | ૧ |
| ,, મગનલાલ નવલચંદ | ૧ |
| ,, હરીકૃષ્ણ બળદેવ ભટ. | ૧ |
| શેઠ. પેસ્તનજી ખરસેદજી. | ૧ |
| ,, સોરાબજી ફરામજી. | ૧ |
| ,, ફરામજી બેહેરામજી. | ૧ |
| રા. રા. લાલભાઇ જીવણ. | ૧ |
| ,, માણીશંકર પ્રાણશંકર. | ૧ |
| ,, મોતીરામ નરભેરામ. | ૧ |
| રા. રા. ગુલાબભાઇ કલ્યાણજી. | ૧ |
| ,, લક્ષ્મીનારાયણ ઊત્તમરામ. | ૧ |
| ,, કલ્યાણજી રણછોડજી. | ૧ |
| ,, પરષોતમ છગનલાલ. | ૧ |
| ,, મણીશંકર ગોવિંદરામ. | ૧ |
| ,, લલુ હીરા. | ૧ |
| ,, મયાચંદ પાનાચંદ. | ૧ |
| ,, દેવચંદ જેઠા. | ૧ |
| ,, નરોત્તમ રતનજી. | ૧ |
| ,, દેવશંકર ગોવિંદરામ. | ૧ |
| ,, મે. વજુભાઇ હરીવલભ. | ૧ |
| ,, દુલભાઇ દાજીભાઇ. | ૧ |
| ,, લલુ લખીદાસ. | ૧ |
| ,, વીઠલદાસ બેહેચરભાઇ. | ૧ |
| ,, ડાહ્યાભાઇ દેવશંકર. | ૧ |
| ,, ઊત્તમરામ ફકીરભાઈ. | ૧ |
| ,, ભગવાન ગાંડાભાઈ. | ૧ |

| નામો. | પ્રત. |
|---|---|
| રા. રા. મે. નથુરામ માહાદેવ. | ૧ |
| ,, જમનાદાસ ભગવાનદાસ. | ૧ |
| ,, નગીનદાસ દામોદરદાસ | ૧ |
| ,, વજેરામ ડાહ્યાભાઈ. | ૧ |
| ,, પરષોત્તમ રામશંકર. | ૧ |
| ,, પ્રાણશંકર વિષ્ણુરામ. | ૧ |
| ,, કલ્યાણજી ડાહ્યાભાઈ. | ૧ |
| ,, નરભેરામ મણીશંકર. | ૧ |
| ,, બાપુભાઈ લાલભાઈ. | ૧ |
| ,, નરોત્તમદાસ તુળશીદાસ. | ૧ |
| ,, રતનજી ભીમભાઈ. | ૧ |
| ,, નીછાભાઈ ગુલાબભાઈ. | ૧ |
| ,, લલુભાઈ ભીમભાઈ. | ૧ |
| ,, લલુભાઈ. | ૧ |
| ,, કાનજી ગોવીંદજી. | ૧ |
| ,, ડાહ્યાભાઇ રૂદરજી. | ૧ |
| ,, નગીનદાસ રણછોડદાસ. | ૧ |
| રા. રા. મોરાર ભાણા. | ૧ |
| ,, ભુલા લાલા. | ૧ |
| ,, માવજી નાના. | ૧ |
| ,, દેવલ હીરા. | ૧ |
| ,, પરાગ લવા. | ૧ |
| ,, મોટા કીકા. | ૧ |
| ,, મોરાર મીઠા. | ૧ |
| ,, નીછાભાઇ રણછોડજી. | ૧ |
| ,, જમનાદાસ બાળમુકંદદાસ. | ૧ |
| ,, દામોદરદાસ માણેકલાલ. | ૧ |
| ,, દામોદરદાસ લલુભાઇ. | ૧ |
| ,, કાશીરામ ગોવિંદરામ. | ૧ |
| ,, દીનકરાવ બંદુક. | ૧ |
| ,, મગનલાલ ગોરધનદાસ. | ૧ |
| ,, અબદુલરજાક અબદુલસૈફ. | ૧ |

| નામો. | પ્રત. |
|---|---|
| રા. રા. મીરસાદકઅલી મીરઇમદાદ. | ૧ |
| ,, શીવપ્રસાદ ચંદ્રપ્રસાદ મેતા. | ૧ |
| ,, વસનજી કેસવજી. | ૧ |
| ,, વસનજી દુલભભાઇ. | ૧ |
| ,, મકનજી નથુભાઇ. | ૧ |
| ,, ભૂલા ગોસાઇ. | ૧ |
| ,, છગનલાલ નારાણદાસ. | ૧ |
| ,, ડાહ્યાભાઇ મોહનભાઇ. | ૧ |
| ,, દુલભભાઇ ગોપાલજી. | ૧ |
| ,, મુનશી કુતબુદ્દીન અહમદ. | ૧ |
| ,, હરકીસનદાસ ઘેલાભાઇ. | ૧ |
| ,, તાપીશંકર હરીશંકર. | ૧ |
| ,, જમનાદાસ હરજીવનદાસ. | ૧ |
| ,, દુલભ લાલા. | ૧ |
| શેઠ. દાદાભાઇ કાવસજી. | ૧ |
| ,, નવરોજજી જમશેદજી. | ૧ |
| ,, દોરાબજી ઊકડજી. | ૧ |
| ,, કહાનદાસ હરકીસનદાસ. | ૧ |
| ,, બાળકીસન આતમારામ. | ૧ |
| ,, ભગવાનદાસ ગોકળદાસ. | ૧ |
| રા. રા. મંછારામ નારાયણ. | ૧ |
| ,, નગરશેઠ રાજાજી ફકીરજી. | ૧ |
| ,, ભગવાન વસન. | ૧ |
| ,, છગનલાલ કલ્યાણદાસ. | ૧ |
| ,, માહાશંકર જટાશંકર. | ૧ |
| ,, કાળિદાસ ફકીરભાઈ. | ૧ |
| ,, બાળકૃષ્ણ કૃષ્ણદેવ. | ૧ |
| ,, રૂઘનાથજી સામજી. | ૧ |
| ,, ઊતમરામ જીવણરામ. | ૧ |
| શેઠ. નવલચંદ નેલચંદ. | ૧ |
| શેઠ. માણેકજી રૂસ્તમજી. | ૧ |

| નામો. | પ્રત. |
|---|---|
| શેઠ. વલભ મોરાર. | ૧ |
| ,, પ્રેમચંદ ઇચ્છારામ. | ૧ |
| ,, નશરવાનજી જીજીભાઈ. | ૧ |
| ,, બહુમનજી ફકીરભાઇ. | ૧ |
| રા. રા. કેવળરામ જયાનંદ. | ૧ |
| ,, હરીશંકર રામશંકર. | ૧ |
| ,, રામશંકર વલભરામ. | ૧ |
| ,, બાળકૃષ્ણ સીતારામ. | ૧ |
| ,, દુલભભાઇ ખુશાલ. | ૧ |
| ,, વિશ્વનાથ જગન્નાથ. | ૧ |
| ,, દુલભભાઈ રૂઘનાથજી. | ૧ |
| ,, મંગા ઊકા. | ૧ |
| ,, લખમા ખુશાલ. | ૧ |

| નામો. | પ્રત. |
|---|---|
| ,, આણંદરામ ભવાનીશંકર. | ૧ |
| ,, દયાળજી ગોવિંદજી. | ૧ |
| ,, કુબેરદાસ મૂળચંદ. | ૧ |
| ,, ગુલાબભાઈ રૂઘનાથજી. | ૧ |
| ,, મે. વ્યંકટનાથ શિવનાથ. | ૧ |
| ,, નરોત્તમદાસ ગોપાળદાસ. | ૧ |
| ,, રણછોડલાલ કપુરચંદ. | ૧ |
| ,, શંકરલાલ ઠક્કર. | ૧ |
| ,, નારણજી પરાગજી. | ૧ |
| ,, ભાઈદાસ પરાગજી. | ૧ |
| ,, મસજીદરીખા બક્ષુરીઆ. | ૧ |
| ,, ત્રંબકરામ કૃષ્ણરામ. | ૨ |

## નિચે લખેલાં પુસ્તકો રોકડી કિંમતે નીચે લખેલે ઠેકાણેથી મળશે.

| | કીંમત રૂ. આ. પૈ. |
|---|---|
| સિકંદરનામુ | ૧- ૪-૦ |
| પ્રતાપિ પીટર | ૦-૧૪-૦ |
| નામદાર દાદાભાઈનું ચરિત્ર | છપાય છે |
| રા. સા. મોહનલાલનું ચરિત્ર | ૦- ૮-૦ |
| રોબીનસન ક્રૂસો | ૦- ૭-૦ |
| ફ્રાન્સ દેશના રાજ્યની ઉથલ પાથલનો ઇતિહાસ | ૦-૧૨-૦ |
| નેપોલિયન બોનાપાર્ટનું ચરિત્ર | છપાવાનું |

### ઠેકાણાં.

**સુરત.**- કર્તાપાસે ખપાટીએ ચકલે ધીને કાંટે બુકસેલર જમનાદાસ ભગવાનદાસ, ગુજરાત દર્પણ આફીસ.

**મુંબઇ.**- પુસ્તકપ્રસારક મંડળી તથા સરકારી ડેપો.

**વડોદરા.**- નાથાશંકર પુંજાભાઈ કેલવણીના એડીટર.

**અમદાવાદ**-વર્નાક્યુલરસોસાઇટી.

**રાજકોટ.**- રા. રા. ડાહ્યાભાઈ દેરાસરી ટ્રેનિંગ કાલેજ.

**અમરેલી.**- રા. બા. હરિલાલજી જડજ સાહેબ.